

સ્વ. ગાંધી સાંકળચંદ નરસિંહદાસ

| જન્મ | અવસાન |
| --- | --- |
| વૈશાખ સુદ ૨, ૧૯૧૭ | માગશર સુદ ૬, ૧૯૮૮ |

સ્વ. ગાંધી સાંકળચંદ નરસિંહદાસ સ્મારકમાળા—પુ૦ ૫

# એશિયાના ધર્મદીપકો

[શ્રી. ગોપીનાથ ગણેશ તળવલકર કૃત 'आशियाचे धर्मदीप' ઉપરથી]


અનુવાદિકા

**શ્રી. સૌ. માલતીબાઇ બાકરે**


[ નામદાર ગણેશ વાસુદેવ માવળંકરની પ્રસ્તાવના સાથે ]


સંપાદક

**'જયભિખ્ખુ'**



પ્રકાશક

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

**ગાંધીરસ્તો : અમદાવાદ**

**કિંમત ત્રણ રૂપિયા**

# નિવેદન

અમારા વડીલ સ્વ. સાંકળચંદ નરસિંહદાસ ગાંધીના સ્મારક અંગે શરૂ કરેલી માળાનું ચોથું પુસ્તક 'કિશોર રામાયણ' પ્રગટ થયા બાદ લગભગ અઢી વર્ષે આ નવું પુસ્તક પ્રગટ કરી શકાય છે, તેનું કારણ અત્યારની વિષમ પરિસ્થિતિ જ છે.

આ માળાની શરૂઆત સન ૧૯૩૬માં 'ભૂખમરાનો ઉપાય'થી કરી. ત્યારબાદ 'નીતિશાસ્ત્રપ્રવેશ', 'સુશીલાનો દેવ' અને 'કિશોર રામાયણ' પ્રગટ થયાં. એટલે કે ૮ વર્ષના ગાળામાં અમે માત્ર પાંચ પુસ્તકો જ પ્રગટ કરી શક્યા છીએ એ આપણી અત્યારની સ્થિતિની ખરી પારાશીશી છે.

આ પુસ્તક છપવાનું કામ આજથી લગભગ દસ મહિના પહેલાં હાથમાં લીધેલું. કાગળની ભારે તંગી તથા છાપખાનાંની વિષમ પરિસ્થિતિને કારણે આજે તે માંડમાંડ પૂરું કર્યાનું સમાધાન માની શકાય છે.

આ પુસ્તકનો તથા તેના ઉદાત્ત લેખકનો પરિચય પુસ્તકની પ્રસ્તાવનામાં માનનીય શ્રી. દાદાસાહેબ માવળંકરે કરાવ્યો છે. વાંચકો તે વાંચીને પુસ્તક વાંચવાનું શરૂ કરશે તો તેમને પુસ્તકના લેખકની દૃષ્ટિ સમજવાની મળશે. આ પુસ્તકની મરાઠીમાં ત્રીજી આવૃત્તિ પ્રગટ થઈ છે તે તેની ઉપયોગિતાનું પ્રતીક છે.

પોતાનાં અનેક મહત્ત્વનાં કામોમાંથી વખત કાઢીને આ પુસ્તકની પ્રસ્તાવના લખી આપવા બદલ શ્રી. દાદાસાહેબ પ્રત્યેનું અમારું ઋણ શબ્દોથી અદા કરી શકાય તેના કરતાં ઘણું વધારે છે. આખું પુસ્તક તેમની જ પ્રેરણાનું પરિણામ છે, એમ જણાવીએ તો તે અતિશયોક્તિ નહિ ગણાય.

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયે આ પુસ્તક પ્રગટ કરવામાં અમને આપેલી સહાય બદલ તેના સંચાલકનો તથા આ પુસ્તકના સંપાદક શ્રી 'જયભિખ્ખુ'નો અને અનુવાદિકા બહેન સૌ. માલતીબાઈનો આભાર માની આ નિવેદન પૂરું કરું છું.

૫ ડચાપોળ
અમદાવાદ

મણિલાલ સાંકળચંદ ગાંધી

# પ્રસ્તાવના

'એશિયાના ધર્મદીપકો' એ મૂળ મરાઠી પુસ્તકનો અનુવાદ છે. પણ એમાં મૂળ કરતાં કંઈક વધારે છે. મૂળ મરાઠી પુસ્તકમાં પાંચ ધર્મદીપકો—શ્રીકૃષ્ણ, ગૌતમબુદ્ધ, ઈશુખ્રિસ્ત, હઝરત મોહમ્મદ પેગમ્બર (સલ) અને અશો જરથુષ્ટ્ર—નાં ચરિત્રો અને તેમનાં તત્ત્વજ્ઞાનનાં વિવેચનો છે. ગુજરાતી સ્વરૂપમાં 'ભગવાન મહાવીર'ના ચરિત્રનો તેમજ તેમના તત્ત્વજ્ઞાનના વિવેચનનો પણ સમાવેશ કર્યો છે. વળી વિવેચનની ગોઠવણીમાં પણ સુધારો કરવામાં આવ્યો છે. મરાઠીમાં 'વિવેચન વિભાગ' પ્રથમ મૂકી પછી 'ચરિત્ર વિભાગ' મૂકયો છે. પ્રથમ ચરિત્રો અને પછી વિવેચન એ રીતે મૂકવાથી વાચકોને પ્રથમ ચરિત્રનાયક અને તેમના જીવનસિદ્ધાંતોનું દર્શન થાય છે અને તેથી વિવેચન સમજવામાં મદદ થાય છે. બીજા પણ કેટલાક ફેરફાર ગુજરાતી અનુવાદમાં કરવામાં આવ્યા છે. આમ થવાથી વાચકની દૃષ્ટિએ આ ગુજરાતી પુસ્તક વધારે સારું થયું છે એમાં શંકા નથી.

મૂળ મરાઠી ગ્રંથના લેખક ભાઈ ગોપીનાથ તળવળકરની ટૂંકી ઓળખાણ ગુજરાતી વાચકોને આપવી આવશ્યક છે. તેમ કરવાથી આ પુસ્તક લખવામાં શો ઉદ્દેશ હતો તે પણ કેટલેક અંશે જણાઈ આવશે.

ભાઈ ગોપીનાથ તળવળકર મહારાષ્ટ્રના પ્રથમ પંક્તિના સાહિત્યિકોમાંના એક છે. મધ્યપ્રાંત (સી. પી.) માં ગઢામંડલા ગામે સન

૧૯૦૨ માં તે જન્મ્યા. મૅટ્રિક સુધી ભણ્યા. મૅટ્રિક પસાર કર્યા પછી એક વર્ષ (૧૯૨૫-૨૬) તે મુંબઇની વિલ્સન કૉલેજમાં ભણ્યા. ઘરની ગરીબાઈના કારણે તેમને કૉલેજ છોડવી પડી. સન ૧૯૨૭માં ખાનદેશમાં પાચોરા ગામે તે નોકરીમાં રહ્યા. ત્યાં પ્રખ્યાત મરાઠી બાલસાહિત્યકાર સ્વ. વા. ગો. આપટેની ઓળખાણ થઈ. સ્વ. આપટેએ આ જુવાનનાં પ્રતિભા, ધગશ, સેવાભાવ અને જ્ઞાનપિપાસા જોઇ કેવળ બાળકો તથા પ્રૌઢ વિદ્યાર્થીઓ માટે ચલાવવામાં આવતા પોતાના 'आनंद' નામના માસિકના ઉપતંત્રી તરીકે સન ૧૯૨૮માં તેમને લીધા. સન ૧૯૩૦ માં શ્રી. આપટે ગુજરી ગયા ત્યારે ભાઈ ગોપીનાથ 'आनंद' ના મુખ્ય તંત્રી થયા અને ત્યારથી આજ સુધી તે માસિક પોતે કુશળતાથી ચલાવી રહ્યા છે. 'आनंद' બહુ લોકપ્રિય છે. એ ઊગતી પ્રજાનું માસિક છે. સાદી અને સરળ ઘરગથ્થુ ભાષામાં ઉચ્ચ વિચારો તેમજ દરેક પ્રકારની માહિતી વિદ્યાર્થીઓને તેમજ પ્રૌઢોને આપી ચારિત્ર્ય અને સંસ્કૃતિનું સંવર્ધન કરવું, દેશભક્તિથી પ્રેરાઈ દેશોદ્ધાર માટે યુવાનોને પ્રેરવા એ આ માસિકનું તેમજ ભાઈ ગોપીનાથનું જીવનકાર્ય બન્યું છે. મરાઠીમાં તેમણે અનેક કાવ્યો અને ગ્રંથો લખ્યા છે, અનેક માસિકોમાં લેખો લખ્યા છે, સાહિત્યવિષયક વ્યાખ્યાનો આપ્યાં છે અને સન ૧૯૪૧માં સંયુક્ત ખાનદેશ સાહિત્ય-સંમેલનના તે પ્રમુખ પણ ચૂંટાયા હતા. તે ઉપરથી તેમનો સાહિત્યિક દરજ્જો પ્રતીત થાય છે. તે મહાત્માજીના તત્ત્વજ્ઞાનના ચુસ્ત અનુયાયી છે અને તે વિષેનો 'साधना' નામનો તેમનો ગ્રંથ તાજેતરમાં જ પ્રગટ થયો છે. પોતે જે માનતા હોય તે આચરણમાં મૂકવા પ્રયત્ન-શીલ થાય એવા એક યુવાન, ભાવનાશીલ અને નિર્મળ લેખકની આ કૃતિ છે.

છેલ્લાં સો વર્ષમાં અને ખાસ કરીને છેલ્લાં પચાસ વર્ષમાં માણસે ભૌતિકશાસ્ત્રોમાં અદ્ભુત પ્રગતિ કરી છે. કુદરત વિષેનું જ્ઞાન ઘણું વધાર્યું છે. પંચમહાભૂતો ઉપર ઘણો કાબૂ મેળવ્યો છે. પંખીની

માફક હવે તે હવામાં સ્વૈરસંચાર કરી શકે છે. માછલીની માફક દરિયાના અંતરમાં રહી શકે છે. વીજળીને દાસી બનાવીને મન માને તેવી સેવાઓ તે શક્તિ પાસેથી લઈ શકે છે. પ્રવાસનાં સાધનો પણ ઝડપી અને સાથે સાથે પ્રમાણમાં સુરક્ષિત બનાવ્યાં છે. અરસપરસ વાતચીત કે વ્યવહાર માટે ટપાલ, તાર, ટેલિફોન, રેડિયો વગેરે સાધનો એટલાં સુંદર બનાવ્યાં છે કે જેમ દિવસ જાય છે તેમ પૃથ્વી નાની ને નાની થતી જાય છે. અમદાવાદમાં સવારે ઊઠી, મુંબઈમાં જમી દિલ્હી સૂવા માટે પહોંચવું હોય તો તેમ કરી શકાય. દરમિયાન લંડન, ન્યૂયૉર્ક કે ટોકિયો સાથે પણ ધંધા અંગે વાતચીત કરી શકાય. આખી દુનિયા જાણે એક નાનકડા ગામડામાં સમાઈ જાય એવી સ્થિતિ ભૌતિક શોધખોળોએ કરી છે. પણ આટલું બધું થયા છતાં દુનિયામાં સૌમ્ય કે શાંતિ વધ્યાં છે ખરાં? જે ગુણોને લઈ માણસને પશુથી જુદો પાડી શકાય તે માનવતા તરફ દુનિયા જઈ રહી છે કે કેમ? જે થઈ રહ્યું છે તે પ્રગતિ કે સુધારાને નામે ઓળખી શકાય?

સન ૧૯૧૪-૧૮નું યુદ્ધ અને ત્યારપછીનું ચાલુ યુદ્ધ, જાન-માલની ખુવારી, સમાજમાં માણસોનો એકબીજા પ્રત્યે વર્તાવ, કલેશ વગેરે જોતાં કોઈપણ વિચારકને જરૂર લાગશે જ કે ભૌતિક સાધનોની ઝડી વરસાવવાથી કાંઈ વળવાનું નથી. માણસનું હૃદય, તેની ભાવનાઓ, આકાંક્ષાઓને ઊંચા આદર્શે લઈ ગયા સિવાય બાહ્ય સાધનોથી કાંઈ થવાનું નથી. જીવનનો હેતુ શો છે, ઉત્તમ ઉપયોગ શો છે, ભૌતિક સાધનોનો જે ઉપયોગ થઈ રહ્યો છે તે કેટલો બધો હીન છે વગેરેનો ખ્યાલ રાખીને શાંત ચિત્તે વિચાર ન થાય ત્યાંસુધી ભવિષ્યને માટે કાંઈપણ પ્રકાશ દેખાતો નથી.

એ પ્રકાશની આજે ખાસ જરૂર છે. તે પ્રકાશ કોણ આપી શકે? માણસના 'हृदयस्थ जनार्दन' જ એ આપી શકે—જો તેના ખરા ધર્મભાવની પ્રેરણા મળે તો. કમનસીબે આજે તો ધર્મભાવનાઓ પણ

ખરા સ્વરૂપમાં રહી નથી. સંકુચિત સંપ્રદાયવૃત્તિએ મૂળ વિશાળ અને ઉદાર તત્ત્વોનું સ્થાન લીધું છે. બાહ્ય કર્મકાણ્ડમાં આપણે ધર્મને સમાવી દીધો છે અને તેથી ધર્મના કારણે વિશ્વશાન્તિ, પરસ્પર પ્રેમ, સહકાર વગેરેથી આખી માનવજાતિએ માનવતા તરફ કૂચ કરવી જોઈએ તેના બદલે ધર્મના કારણે જ ઝઘડા, મારામારી, હોંસાતોસી વગેરે ચાલુ છે. અને ખૂબી તો એ છે કે દરેક પોતાને જ સાચો માની પ્રભુની મરજી વિરુદ્ધના કામમાં પોતાને સહાય મેળવવા પ્રભુપ્રાર્થના કરે છે.

આવી પરિસ્થિતિમાં ઉચ્ચ તત્ત્વોના વિચારોનાં પ્રેરણાબળો સમા જે મહાત્માઓ થયા તેમનાં જીવનચરિત્રો અને તેમના જીવન-આદર્શોનાં સચોટ વિવેચનોની—બાળકો તેમજ પ્રૌઢો પણ સહેલાઈથી સમજે એવી સાદી અને ઘરગથ્થુ ભાષામાં—જરૂર છે. શ્રી. સૌ. માલતીબાઈ બાકરે દ્વારા એ જરૂરિયાત ગુજરાતી ભાષામાં પૂરી પડે છે.

આપણી જીવનનૌકા મતમતાંતરો અને પાશવી વૃત્તિઓના દરિયામાં ચકડોળે ચડેલી છે, તેને આ 'ધર્મદીપકો' માર્ગદર્શન કરાવશે એવો વિશ્વાસ છે.

આવું પુસ્તક ગુજરાતી વાચકોને ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય દ્વારા સુલભ્ય કરવા માટે ભાઈ જેઠાલાલ ગાંધી અને તેમના ભાઈ શાંતિલાલને હું મુબારકબાદી આપું છું.

ભદ્ર
અમદાવાદ

ગણેશ વાસુદેવ માવળંકર

स्वधर्मे निधनं श्रेयः
परधर्मो भयावहः ॥



# વૈદિક પ્રાર્થના

ॐ ॥ भद्रं कर्णेभिः शृणुयाम देवा

भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।

स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभि-

र्व्यशेम देवहितं यदायुः ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

હે દેવગણો, અમે કર્ણદ્વારા મંગલનું શ્રવણ કરીએ. હે યજન કરનારના ધર્મ સંરક્ષક દેવો, અમે નેત્રોદ્વારા મંગલ નીરખીએ. નિશ્ચલ ઇંદ્રિયયુક્ત અમારા દેહથી તમારી ઉપાસના કરનાર અમે, દેવોને પ્રિય એવું આયુષ અનુભવીએ.

यश्छन्दसामृषभो विश्वरूपश्छन्दोभ्योऽध्यमृतात्संबभूव ।

स मेन्द्रो मेधया स्पृणोतु अमृतस्य देवधारणो भूयासम् ॥

शरीरं मे विचर्षणम् ।

जिह्वा मे मधुमत्तमा । कर्णाभ्यां भूरि विश्रवम् ।

ब्रह्मणः कोशोऽसि मेधया पिहितः

श्रुतं मे गोपाय ॥

आवहन्ती वितन्वाना कुर्वाणा चीरमात्मनः ।

वासांसि मम गावश्च अन्नपाने च सर्वदा ।

॥ ततो मे श्रियमावह ॥

વેદમાંનો જે શ્રેષ્ઠ અને વ્યાપક દેવ, જે અમૃતરૂપી વેદમાં પ્રકટ થયેલ છે, તે પરમેશ્વર મને જ્ઞાનથી પરિપૂર્ણ કરો. હે પરમેશ્વર, અમૃતરૂપ વેદનો ધારણ કરનાર મને બનાવ.

મારી કાયા કાર્યક્ષમ હો !

મારી જિહ્વા મિષ્ટ હો !

મારા કાન બહુશ્રુત હો !

હે દેવોના દેવ ! તું બુદ્ધિથી પરિવેષ્ટિત બ્રહ્મજ્ઞાનનો સંગ્રહ છે. મારા જ્ઞાનનું રક્ષણ કર ! સદા વસ્ત્ર મેળવી આપનાર, ગાય-ઢોર આદિ વધારનાર, અને અન્નપાનની વસ્તુઓ સદા સર્વદા પરિપૂર્ણ કરનાર લક્ષ્મી દેવી જ છે. એ લક્ષ્મી મને પ્રાપ્ત હો !

卐



## બૌદ્ધ પ્રાર્થના

नमो तस्स भगवतो अरहतो सम्मा सम्बुद्धस्स ।

नमो तस्स भगवतो अरहतो सम्मा सम्बुद्धस्स ।

नमो तस्स भगवतो अरहतो सम्मा सम्बुद्धस्स ।

बुद्धं सरणं गच्छामि ।

धम्मं सरणं गच्छामि ।

संघं सरणं गच्छामि ।

दुतियम्पि बुद्धं सरणं गच्छामि ।

दुतियम्पि धम्मं सरणं गच्छामि ।

दुतियम्पि संघं सरणं गच्छामि ।

ततियम्पि बुद्धं सरणं गच्छामि ।

ततियम्पि धम्मं सरणं गच्छामि ।

ततियम्पि संघं सरणं गच्छामि ।

पाणातिपाता वेरमणी सिक्खापदम् समादियामि ।
अदिन्नादाना वेरमणी सिक्खापदम् समादियामि ।
अब्रह्मचरिया वेरमणी सिक्खापदम् समादियामि ।
मुसावादा वेरमणी सिक्खापदम् समादियामि ।

सुरा–मेरय–मज्जपमादट्ठाना
वेरमणी सिक्खापदम् समादियामि ।

ભગવાન સ્વયંસંબુદ્ધ અરિહંત–બુદ્ધને પ્રણામ હો
ભગવાન સ્વયંસંબુદ્ધ અરિહંત–બુદ્ધને પ્રણામ હો
ભગવાન સ્વયંસંબુદ્ધ અરિહંત બુદ્ધને પ્રણામ હો

હું બુદ્ધનું શરણ સ્વીકારું છું
હું ધર્મનું શરણ સ્વીકારું છું.
હું સંઘનું શરણ સ્વીકારું છું.

બીજીવાર હું બુદ્ધનું શરણ પ્રાપ્ત કરું છું.
બીજીવાર હું ધર્મનું શરણ પ્રાપ્ત કરું છું.
બીજીવાર હું સંઘનું શરણ પ્રાપ્ત કરું છું.
ત્રીજીવાર હું બુદ્ધના શરણમાં જાઉં છું.
ત્રીજીવાર હું ધર્મના શરણમાં જાઉં છું.
ત્રીજીવાર હું સંઘના શરણમાં જાઉં છું.

હું નીચેનાં શિક્ષાપદોનો આદર કરું છું. હું કોઈપણ જીવની હિંસા કરીશ નહિ. હું કોઈની ચોરી કરવાની બુદ્ધિ રાખીશ નહિ. મૃષાવાદથી દૂર રહીશ. હું સુરા વગેરે માદક વસ્તુઓને સ્પર્શીશ નહિ. આ શિક્ષાપદોનો હું સ્વીકાર કરું છું.





## જૈન પ્રાર્થના

नमो अरिहंताणं

नमो सिद्धाणं

नमो आयरियाणं

नमो उवज्झायाणं

नमो लोए सव्वसाहूणं ।

जय वीयराय ! जगगुरु !

होउ ममं तुह पभावओ भयवं ! ।

भवनिव्वेओ मग्गाणुसारिआ इट्ठफलसिद्धी ॥१॥

लोगविरुद्धच्चाओ गुरुजणपूआ परत्थकरणं च ।

सुहगुरुजोगो तव्वयणसेवणा आभवमखंडा ॥२॥

वारिज्जइ जइवि नियाणबंधणं वीयराय ! तुह समए ।

तहवि मम हुज्ज सेवा

भवे भवे तुम्ह चलणाणं ॥३॥

दुक्खखओ कम्मखओ

समाहिमरणं च बोहिलाभो अ ।

संपज्जउ मह एअं

तुह नाह ! पणामकरणेणं ॥४॥

सर्वमङ्गलमाङ्गल्यं, सर्वकल्याणकारणम् ।

प्रधानं सर्वधर्माणां, जैनं जयति शासनम् ॥

खामेमि सव्वजीवे सव्वे जीवा खमंतु मे ।

मित्ती मे सव्वभूएसु वेरं मज्झं न केणई ॥

રાગદ્વેષરૂપી શત્રુને જીતનાર અરિહંતને નમન હો.

નિર્વાણના પરમપદને પામનાર સિદ્ધોને નમન હો.

શાસનધુરાના વહન કરનાર આચાર્યોને નમન હો.

જ્ઞાનરૂપી દાનના દેનાર ઉપાધ્યાયને નમન હો.

શીલ ને સંયમરૂપી ચારિત્રધારી સાધુઓને નમન હો.

હે વીતરાગ, હે જગદ્‌ગુરુ, તમારો જય હો. હે ભગવન્, તમારા પ્રભાવથી સંસારનું ઔદાસીન્ય (જળકમલવત્ સ્થિતિ), માર્ગાનુસારીપણું (ન્યાયોપાર્જિત દ્રવ્ય મેળવવું વગેરે) તથા વાંછિત ફળની પ્રાપ્તિ હો.

વળી હે ભગવન્, આપના પ્રસાદથી લોકવિરુદ્ધ કાર્યોથી નિવૃત્તિ, પૂજ્ય પુરુષોની સેવા, પારકાનું હિત કરવાનું સામર્થ્ય, સુગુરુમિલન તથા તેમના સુવચનની સેવા આજીવન અબાધિત-પણે પ્રાપ્ત હો.

જો કે હે ભગવન્, નિયાણું બાંધવાનો—ફળની આશા રાખીને કર્મ કરવાનો—આપના શાસ્ત્રમાં નિષેધ છે; તોપણ હું તે દોષ આચરીને ઇચ્છું છું કે પ્રતિજન્મ મને આપના ચરણ-ની સેવા પ્રાપ્ત હો!

હે નાથ, તમને પ્રણામ કરવાથી મને દુઃખનો ક્ષય, સુખદુઃખનાં નિમિત્તરૂપ કર્મનો ક્ષય, સમ્યકત્વલાભ ને સમાધિ-મરણ પ્રાપ્ત થાઓ.

સર્વ મંગળોમાં મહામંગલ, સર્વ કલ્યાણોમાં મહાકલ્યાણ, સર્વ ધર્મોમાં પ્રધાનધર્મ, એવા જૈનધર્મનું શાસન જયવંત વર્તો.

અન્તે સર્વ જીવોને હું ક્ષમા આપું છું. સર્વ જીવો મને ક્ષમા આપો. કોઈ જીવ પ્રત્યે મને વેરભાવ નથી. બધા જીવો સાથે મને મૈત્રીભાવ છે.





# ખ્રિસ્તી પ્રાર્થના

Almighty God, unto whom all hearts be opened, all desires known and from whom no secrets are hid, cleanse the thoughts of our hearts by the inspiration of the Holy Spirit, that we may perfectly love Thee, and worthily magnify Thy Holy Name through *Christ* our Lord. Amen.

O Lord Christ! we Thy faithful soldiers dedicate this newborn day to Thee, praying that it may shine in Thy service as a pure pearl in the chaplet of our life. O Thou Great King of Love, to whom be praise and adoration for evermore. Amen.

Teach us O Lord! to see Thy life in all men and in all the peoples of Thine earth, and guide our nation through its leaders to preserve Thy peace, that the menace of war be far from our days. Through Christ, Our Lord. Amen.

To the most Holy and Adorable Trinity, Father, Son and Holy Spirit, Three persons in One God, to Christ our Lord, the only wise Counseller, the Prince of Peace, to the Seven Mighty Spirits before the throne, to the glorious Assembly of just men made perfect, the Watchers, the Saints, the Holy ones, be praise unceasing from every living creature; and honour, might and glory, henceforth and for evermore. Amen.

The peace of God, which passeth all understanding, keep your hearts and minds in the knowledge and love of God, and of His Son Christ our Lord; and the blessing of God, Almighty, the Father, the Son and the Holy Ghost, be amongst you, and remain with you always. Amen.

હે સર્વશક્તિમાન પરમેશ્વર ! તારી આગળ અમે અમારાં હૃદય ખુલ્લાં કરીએ, ઇચ્છાઓ પ્રદર્શિત કરીએ. તારી પાસે અમે કાંઈ છાનું રાખીએ નહિ. પોતાના પવિત્ર આત્માની સ્ફૂર્તિથી અમારાં હૃદય વિચાર શુદ્ધ કર એટલે અમે તારા ઉપર નિઃસીમ પ્રેમ કરી શકીએ. તારું નામમાહાત્મ્ય વધશે. અમારા પ્રભુ ખ્રિસ્ત તરફથી અમે આ પ્રાર્થના કરીએ છીએ. તથાસ્તુ.

હે ખ્રિસ્ત પ્રભુ ! અમે તારા વિશ્વાસુ સેવકો તને આ આજનો દિવસ અર્પણ કરીએ છીએ, જે તારા કામમાં વાપરી અમારા જીવનમાં શુદ્ધ મોતી પ્રમાણે ઝળકો એવી અમારી ઇચ્છા છે. તું પ્રેમનો મોટો રાજા છે. તારો હમેશાં જયજયકાર હો. તથાસ્તુ.

હે પ્રભુ ! બધાંના અંતઃકરણમાં તું બિરાજે છે એવું અમને જણાવ અને અમારા રાષ્ટ્રનેતાઓનું એવું વલણ કર કે જેથી તેઓ શાંતિનો જ માર્ગ સ્વીકારે અને યુદ્ધનું સંકટ કાયમનું દૂર થાય. તથાસ્તુ.

પિતા, પુત્ર અને પવિત્રાત્મા એ ત્રિપુટીને, શાન્તિરાજ સુત સચિવ ખ્રિસ્તને, પરમેશ્વરના સિંહાસન સામેની સાત સમર્થ શક્તિઓને, મુક્ત અને ન્યાયી આત્માઓના સંઘને, નેતાઓ, સાધુસંત, શુદ્ધાચરણી લોકોને દરેક પ્રાણીનું નમન હજો. તથાસ્તુ.

બુદ્ધિને અતર્ક્ય એવી પ્રભુની અને ખ્રિસ્તની શાંતિ, જ્ઞાન અને પ્રીતિ તમારા હૃદયમાં હજો. પિતા, પુત્ર અને પવિત્રાત્માનો આશીર્વાદ તમને હંમેશને માટે હજો. તથાસ્તુ.





# ઇસ્લામી પ્રાર્થના

बिस्मिल्लाहिर् रहमानिर् रहीम ।<br>
अल्हम्दो लिल्लाहे, रब्बिल आलमीन् ।<br>
अर् रहमानिर् रहीम ।<br>
मालिके यव् मिद् दीन ।<br>
इय्याका नअबोदो, व इय्याका नस्तईन ।<br>
एह्दे नस् सिरातल् मुस्तकीमा ।<br>
सिरातल् लझीना अन् अमता अलय्हिम् ।<br>
घैरिल् मग्दूबे अलयूहिम् ।<br>
व लद्द्वाल्लीन ।<br>
आमीन ।

દયાવાન અને કૃપાવંત પ્રભુના નામ પર શરૂ કરું છું. સમસ્ત પ્રશંસા અલ્લાહની જ છે, જે જગત માત્રનો પાલક છે.

જે દયાળુ ને કૃપાળુ છે.

જે કયામતના દિવસનો કુલ મુખત્યાર છે.

અમે તારી જ (અલ્લાહની) બંદગી કરીએ છીએ, અને તારી જ મદદ યાચીએ છીએ.

અમને સીધો રાહ બતાવ, જે રાહ પર જવાથી પુણ્ય મળ્યાં છે. પરન્તુ તે રાહ નહિ, જે રાહ પર જવાથી તેઓ તારા ખૌફના ભાગી અને ગુમરાહ થયા છે. હે માલિક, અમને સીધો રાહ બતાવ. આમીન.





## જરથોશ્તી પ્રાર્થના

यानीम मनो, यानीम वचो, यानीम्
षयओथनेम् अषओनो जरथुश्त्रहे ।
फेरा अमेषा स्पेन्ता
गाथाओ गेउरवाइन ।
नेमो वे, गाथाओ अषओनीष ।
अहया यासा नेमङ्‌हा
उस्तान–जस्तो रफेध्रह्या
मनयेंउश मज्दाओ पउरवीम
स्पेंतह्या अषा विस्पेंग षयओथंना ।
वङ्‌हेउश खतुम् मनंघहो या
क्ष्नेवीशा गेउश्चा उर्वानिम् ।

या षयओथनाम हांइतिम यज्मइदे । अहुनवइतिम गाथाम अषोनिम अषहे रतुम यज्मइदे । अहुनवईतियाओ गाथियाओ हन्दाता यज्मइदे ।

येंघहे हाताम आअत्येस्ने पइतिवंघहो,
मज्दाओ अहुरो वएथा अषात हचा
याओंघहामचा तासचा ताओसचा यज्मइदे

नमस्चा या आर्मेतीश इजाचा ।

नमस्चा या आर्मेतीश इजाचा ।

नमस्चा या आर्मेतीश इजाचा ।

अशेम वोहु वहिश्तेम् अस्ति, उश्ता अस्ति, उश्ता अहमाइ ह्यतअषाइ वहीशताइ अषेम ।

પુણ્યાત્મા જરથુષ્ટ્રના કર્મ, ધર્મ, વચન અને વિચાર ધન્ય બને. સ્વર્ગીય આત્માએ ધર્મગ્રંથ પ્રકટ કર્યો. હે દિવ્ય ધર્મગ્રંથો! હું તમારું સ્તવન કરું છું.

હે મઝ્દ ઈશ્વર! તારી પ્રાર્થના કરી તારી કૃપાની યાચના કરું છું. તારા દાનેશ્વર આત્માની કૃપા થાય તે માટે તારું સ્તવન કરું છું. બધાની સાથે મારું વર્તન સત્યનું રહો. હે ઉદાર સ્વરૂપ! હાથ જોડી તારી પ્રાર્થના કરું છું કે દુનિયારૂપી ગાયના આત્મા ઉપર મારી ભક્તિ થાઓ જેથી તારું રૂપ જાણી શકાય.

પરમપાવન એવા અહુનવદ ગાથાનું શ્રદ્ધાપૂર્વક સ્મરણ કરું છું. અહુનવદ ગાથાની પ્રાર્થનાનું હું શ્રદ્ધાપૂર્વક સ્મરણ કરું છું.

યથઓથનેમની હું ઉપાસના કરું છું.

પવિત્રતાની અધિષ્ઠાત્રી દેવી એવી અહુનવદ-ગાથાની હું ઉપાસના કરું છું.

અહુનવદ ગાથામાંની પ્રાર્થનાઓની હું ઉપાસના કરું છું.

પરમેશ્વરે જેમને પવિત્રતામાં અને ઉપાસનામાં શ્રેષ્ઠ માનેલ છે તેમનું હું સ્તવન કરું છું.

પવિત્રતા એ બધામાં ઉચ્ચ છે.

પવિત્રતાનું ધ્યેય રાખી જે પવિત્ર રહે છે તેને ખરું સુખ મળે છે.



# અનુક્રમ

## પ્રારંભિક



## ચરિત્ર વિભાગ



## વિવેચન વિભાગ

## [ ૧ ] ધર્મ અને સંસ્કૃતિ

એશિયા ખંડ પૃથ્વી પરનો ઘણો જ પ્રાચીન, સંપન્ન અને વિશાળ ભૂમિભાગ છે. અનેક મહાન ધર્મ અને અપ્રતીમ કલાઓનો પ્રાદુર્ભાવ આ ભૂમિમાં જ થયો છે, અને અહીંથી જ તે કલા અને ધર્મનો જગત પર વિસ્તાર થયો છે. અનેક પ્રખ્યાત રાજવંશોના ઉદયાસ્ત આ ભૂમિએ નિહાળ્યા છે. આ જ ભૂમિનાં સંતાનોએ ઐહિક અને પારલૌકિક વિજયો સાધી દુનિયાને મંત્રમુગ્ધ બનાવી છે.

સૈકાઓ જૂની એ ઘટના છે. ઉત્તર ધ્રુવ પાસેનું પોતાનું હિમાચ્છાદિત વાસસ્થાન તજી, પરાક્રમી અને પ્રતિભાશાળી આર્ય લોકો નવી દુનિયાની શોધમાં નીકળ્યા. એમનું જીવન સાહસિકતાના નાદથી ગુંજી રહ્યું હતું. એમનું હૃદય મહત્ત્વાકાંક્ષાઓથી સભર ધડકી રહ્યું હતું. આ આર્યો પ્રથમ એશિયા ખંડમાં ઊતર્યા. તેઓનો બીજો એક સંઘ યુરોપ તરફ વળ્યો અને એશિયાયુરોપની સરહદ પર સંચાર કરવા લાગ્યો.

આર્યોના આ મહાન સંઘને, તેમની ભાવનાને ભાવે તેના એશિયા ખંડનો પરિચય થયો. આજુબાજુનાં સુંદર સરોવરો, ગગનચુંબી પર્વતમાળાઓ, સુંદર વનશ્રી, વિશાળ મેદાનો, કલકલ નાદે વહેતી મહાન

સરિતાઓ અને આ બધા પર વિતાનની જેમ શોભતા સ્વચ્છ નીલ આકાશે તેમની કલ્પનાને, તેમની શક્તિઓને, તેમનાં હૃદયોને આકર્ષ્યાં. આર્યોએ પોતાની પ્રતિભા અને પરાક્રમથી એશિયાને સ્વભૂમિ બનાવી. એક મહાન અગ્નિપુંજમાંથી જેમ અનેક સ્ફુલિંગો પ્રગટ થઇ વાતાવરણને તેજસ્વી બનાવે, એમ આ આર્યોની શાખાઓ જ્યાં જ્યાં ગઇ, ત્યાં ત્યાં તેમણે પોતાની મહત્તાનો પરિચય આપ્યો, તેમણે પોતાની સંસ્કૃતિ–સરિતાઓ વહેવડાવી.

એશિયા ખંડનાં ભાગ્ય એ વેળા જાગ્યાં હતાં. પણ આ ખંડને એક બીજું અહોભાગ્ય વરવાનું હતું અને તે પયગંબરોની ભૂમિ બનવાનું. સંસ્કૃતિ અને ધર્મના પ્રથમ સંદેશ આપવાનું અવતારી કાર્ય, જગતને પરમાર્થ ને ભ્રાતૃભાવની સાંકળે ગુંથવાનું મહાન પુણ્ય, આ ભૂમિને નસીબે હતું. અને તેથી જ કુદરતનો મહાન સંકેત હશે કે આ ભૂમિ પર જ જગતના મહાન ધર્મોના સંસ્થાપકો ને સુધારકોએ જન્મ લીધો, અને પોતાના જીવનનું કઠિન કાર્ય આ ભૂમિ પર જ અદા કર્યું. ઇતિહાસનાં ઉજ્જવલ પૃષ્ઠો પર એશિયા ખંડને આ રીતે અંકિત થવાનું ગૌરવ લાધ્યું. સકલ જગતની ધાર્મિક સંસ્કૃતિના પ્રાણસ્વરૂપ શ્રી કૃષ્ણ, ભગવાન બુદ્ધ, પ્રભુ મહાવીર, ઇશુ ખ્રિસ્ત, હજરત મહમદ (સલ) અને અષો જરથુષ્ટ્ર—આ ધર્મદીપકો એશિયાની ભૂમિના પટ પર જન્મ્યા, ને અહીંથી એમણે પોતાની સંસ્કૃતિનો પ્રચાર કર્યો.

આ પ્રત્યેક ધર્મદીપકો આજના તેમના નામ પર ચાલતા ધર્મથી કદાચ બાહ્ય સ્વરૂપથી ભિન્ન ભાસશે, પણ આંતરદૃષ્ટિએ જોતાં તે બધામાં એક અવ્યક્ત સામ્ય જણાઇ આવે છે. એક યા બીજે રસ્તે આ સર્વે ભૂતદયાના સ્નેહથી દેદિપ્યમાન છે. આ એક સામ્ય વગર પણ તેમનામાં પરસ્પર સંબંધો વધારે દૃઢ છે. બધાના તત્ત્વજ્ઞાનનાં મૂળતત્ત્વો કંઇક અંશે એક અને તેમનું અંતિમ પણ એક હોવાને લીધે તેમનામાં મુખ્યતઃ ઘણો ભેદ નજરે પડતો નથી. શ્રી કૃષ્ણ

અને ભગવાન બુદ્ધનાં સ્વરૂપો બહારથી જુદાં લાગે છે ખરાં, પણ તેમનામાં પણ એકરૂપતા છે. બુદ્ધ જન્મ અને સંસ્કારથી હિંદુ હતા. બુદ્ધનું તત્ત્વજ્ઞાન મોટે ભાગે સાંખ્યમત પ્રમાણે છે અને 'સાંખ્યમતનો જનક કપિલમુનિ તે હું પોતે જ છું'* એમ શ્રી કૃષ્ણ કહે છે. બુદ્ધે યજ્ઞયાગ, પશુવધ વગેરે વિધિનો નિષેધ કર્યો, પરમેશ્વરના અસ્તિત્વનો વિશ્વાસ સ્પષ્ટ રીતે કોઈ પણ ઠેકાણે વ્યક્ત કર્યો નહિ, તો પણ પરમેશ્વરના દશાવતારમાં તેની ગણના કરવામાં હિંદુઓનાં મન જરા પણ કચવાતાં નથી અને તેના પર સ્તોત્રો પણ રચાય છે. ગીતગોવિંદના કર્તા જયદેવ સ્પષ્ટ કહે છે કેઃ—

" निंदसि यज्ञविधेरहह श्रुतिजातम् ।
सदय हृदय दर्शित पशुघातम्
केशवधृत बुद्धशरीर ! जय जगदीश हरे "

ભગવાન બુદ્ધ અને પ્રભુ મહાવીર સમકાલીન હતા અને તેઓના ઉપદેશમાં પણ સામાન્ય રીતે ઘણું જ સામ્ય હતું. વળી ભગવાન મહાવીર કે જેઓને જૈનધર્મના ચોવીસમા તીર્થંકર માનવામાં આવે છે, તેમના પહેલા તીર્થંકર ઋષભદેવનો સ્વીકાર હિંદુઓ પણ કરે છે. અને જૈનોના બાવીસમા તીર્થંકર શ્રી નેમિનાથ શ્રી કૃષ્ણના નાનાભાઈ હતા. ભગવાન મહાવીર એ છેલ્લા ને મહાન તીર્થંકર થયા. બુદ્ધ જે બાબતમાં મધ્યમ માર્ગ સ્વીકારતા, ત્યાં તેમણે આત્યંતિક માર્ગનું પ્રતિપાદન કર્યું. પણ બંનેની ભૂતદયા, ક્રૂર ક્રિયાકાંડોનો વિરોધ અને આત્માનુલક્ષીપણું તો એક જ હતું.

ઈશુ ખ્રિસ્ત અને હજરત મહમદ(સલ.)ના પરસ્પર સંબંધમાં પણ આ નવાઈનું ઐક્ય જણાઈ આવે છે. ઈશુ અને હ. મહમદ(સલ.)ના માર્ગો બાહ્યદૃષ્ટિએ એકમેકથી કેટલાક જુદા છે. 'જે તલવાર ચલાવશે તે, તલવારથી જ મરશે' એમ કહી ઈશુ ખ્રિસ્ત આત્મસંરક્ષણ માટે પણ પ્રતિકારની

* " सिद्धानां कपिलो मुनिः । " भ. गीता

અનિચ્છા દર્શાવે છે! તો 'તલવારની છાયામાં જ નંદનવન છે' એમ કહી હજરત મહમદ (સલ.) ધર્મપ્રચારને માટે સમશેર ચલાવતા નજરે પડે છે. બંનેની પ્રવૃત્તિઓમાં જો કે આ ભેદ હતો તો પણ ઈશુએ જ હ. મહમદ સાહેબના આગમનનું ભવિષ્ય ભાખ્યું હતું, એમ માનવામાં આવે છે. ઈસ્લામ ધર્મમાંના મૂળ ચાર પયગમ્બરોમાં ઇશુને સ્થાન છે. સ્વર્ગની મુસાફરીએ હ. મહમદ સાહેબને લઈ જતાં રસ્તામાં ઇશુનું નિવાસસ્થાન આવતાં દેવદૂત જેબ્રાઈલે હ. મહમદ સાહેબને ક્ષણભર થોભાવી કહ્યું: 'જુઓ, આ ઈશુનું રહેઠાણ. અહીં નમન કરીને આગળ વધીએ.' હ. મહમદ સાહેબે પણ ભક્તિભાવથી નમન કર્યું. આદમ (એડમ), ઇબ્રાહિમ (એબ્રેહામ),ડાવિદ (ડેવીડ), મુસા (મોઝેસ) વગેરે ઇસ્લામી પુરાણપુરુષો મુખ્ય ખ્રિસ્તી પુરાણમાં પણ છે, એ પ્રસિદ્ધ જ છે.

એટલું જ નહિ પણ નવો ધર્મ સ્થાપવાની પૂર્વ તૈયારીઓ કરતાં હજરત મહમદે (સલ.)વિચારમાં જે કાળ વ્યતીત કર્યો, તેમાં પણ ખ્રિસ્તી ધર્મના જ્ઞાનની ઘણી સહાય મળી. એક બાજુએ વહેવારને માટે દૂર દૂરના પ્રદેશોમાં ફરતાં ફરતાં ઘણા ખ્રિસ્તી પંડિતો સાથે પરિચય થયો. બીજી બાજુએ ખ્રિસ્તી ધર્મનો જાણકાર વરાકા તેમની પ્રથમ પત્નીનો સગો હોવાથી તેની સાથે વિચારવિનિમય કરતાં હજરત મહમદ(સલ.)ને ખ્રિસ્તી ધર્મના જ્ઞાનની માહિતી મળી. આ કારણે હઝરત મહમદ(સલ.)ના ઉપદેશ તરફ બારીકાઈથી જોતાં કેટલેક ઠેકાણે ઇશુનાં અને તેમનાં તત્ત્વોમાં સરખાપણું દેખાઈ આવે છે,

અષો જરથુષ્ટ્રનો ધર્મ પ્રાચીન આર્યધર્મને મળતો છે. આર્યોમાંના જ કેટલાક ઇરાનમાં ગયા અને ત્યાં વસ્યા. ત્યાં પોતાનો ધર્મ અને સંસ્કૃતિ પ્રસ્થાપિત કર્યાં. પ્રાચીન આર્યો સૂર્ય, ચંદ્ર, આકાશ, અગ્નિ વગેરેને પરમેશ્વરી વિભૂતિ માનતા, તે જ પ્રમાણે પારસી ધર્મમાં પણ માને છે; વિશેષે કરીને અગ્નિપૂજા અને જનોઈ એ આર્યધર્મ માફક જ જરથોસ્ત ધર્મમાં પણ છે. ઇન્દ્રાદિ દેવોને લલચાવનારો આર્યધર્મમાંનો

સોમરસ અને જરથોસ્ત ધર્મમાંનું પેય 'હઓમ' એ બંનેમાં સામ્ય દેખાઇ આવે છે. હવે તો ભાષાશાસ્ત્રના જ્ઞાતાઓએ ફારસી અને વૈદિક શબ્દોનો તુલનાત્મક અભ્યાસ કરીને જરથોસ્ત અને આર્યસંસ્કૃતિમાંનું સરખાપણું ચોક્કસ રીતે બતાવી આપ્યું છે. ઇતિહાસના જ્ઞાતાઓની એ વાત તો આજે જાણીતી છે, કે જ્યારે ભરતભૂમિમાં ભગવાન બુદ્ધ અને પ્રભુ મહાવીર ઉપદેશ કરતા હતા, ત્યારે અષો જરથુષ્ટ્ર પણ ઇરાનની ભૂમિને પોતાની વાણી–સુધાથી સીંચતા હતા.

ખ્રિસ્તી ધર્મ સાથે પારસી ધર્મનો પરિચય પણ જૂનો છે. જરથોસ્ત ધર્મની પહેલાં જ ફારસી લોકોનો ખ્રિસ્તી લોકો સાથે સંબંધ જોવામાં આવે છે. જેરૂસલેમનું પવિત્ર મંદિર ઇરાનના કાયરસ બાદશાહે બંધાવ્યું એમ ખ્રિસ્તી લોકો માને છે. યાહુદીઓના કેટલાક પયગંબરોને પ્રાચીન ઇરાનીઓ સારું માન આપતા. આગળ ઉપર અષો જરથુષ્ટ્રે પોતાનો ધર્મ પ્રસ્થાપિત કર્યા પછી તેમાંનાં ઉદાત્ત તત્ત્વોનો અભ્યાસ કરવો જોઇએ, એમ ગ્રીક અને રોમન તત્ત્વવેત્તાઓને લાગ્યું અને અષો જરથુષ્ટ્ર એક મહાન વિચારવંત છે એમ કહી તેઓ તેમને માન આપવા લાગ્યા. આ બાબતો જોતાં ખ્રિસ્તી અને પારસી ધર્મ એકબીજાને સારી રીતે પિછાનતા હતા એમ સ્પષ્ટ થાય છે.

આ ઉપરથી પ્રસ્તુત ધર્મસંસ્થાપકોના અને તેમના ધર્મોના અન્યોન્ય સંબંધ જણાઇ આવશે. આ મુખ્ય ધર્મોમાંથી અનેક પંથો નીકળ્યા. એશિયા ખંડમાં આજ સેંકડો ધર્મો અને દર્શનો પ્રચલિત છે, તો પણ પ્રસ્તુત ધર્મો અન્યોન્ય–સંબંધી હોઇ તેમાંના દરેકને સ્વતંત્ર સંસ્કૃતિ છે.

ધર્મસંસ્થાપનામાં કારણ થનારી સ્ફૂર્તિ એકલાં વેદાન્ત અને નીતિને જ જન્મ આપે છે એમ નથી, પણ તે સંસ્કૃતિનાં બીજાં અંગોનો પણ વિકાસ કરે છે. વાઙ્મય, સંગીત, શિલ્પ વગેરે ઉપર ધર્મના વિશિષ્ઠ તેજની છટા દેખાય છે. દરેક માનવંશમાંના ગુણોનું આવિષ્કરણ તે તે ધર્મમાંનાં વિશિષ્ઠ મૂળતત્ત્વોને અનુસરીને થાય છે;

કારણ કે સમાજની રચના જ કેવળ ધર્મના પાયા પર થાય છે. જેવી રીતે તૈયાર કરેલી કમાન ઉપર લતા ફેલાય છે અને તેના પર સ્થળે સ્થળે પુષ્પો ખીલે છે તે જ પ્રમાણે ધર્મતત્ત્વોનો આધાર લઈ સંસ્કૃતિનો વિકાસ થાય છે અને તેમાં વિવિધ સુંદર કલાઓનો જન્મ થાય છે.

ધર્મ અને સંસ્કૃતિનું એવું અભેદ્ય જોડાણ છે. 'अग्निमीळे पुरोहितम्' એવા સ્વર વિદ્વાન બ્રાહ્મણોના મુખે સંભળાય કે તરત જ હવિદ્રવ્યોની વાસ આવવા લાગે છે, ધુમાડાથી પીડિત દૃષ્ટિવાળા પુરોહિતોનો જમાવ દેખાવા લાગે છે: અને ઉત્તમ વાતાવરણમાં મન સંચાર થવા લાગે છે. સહ્યાદ્રિના દુર્ગમ ઉદરમાં શિલ્પકળાના મૂર્તિમંત આદર્શ સમો સુંદર અને પ્રશાન્ત બૌદ્ધવિહાર જોઈએ એટલે એક જાતનું નિર્વેદનું અને ગંભીરતાનું આવરણ મન પર પ્રસરે છે. સમેતશિખર, પાવાપુરી, શત્રુંજય ને ગિરનારનાં સુંદર પર્વતમાળ પર સ્થિર થયેલાં, અભ્રછાયાની અંદર દેવવિમાન જેવાં દેખાતાં જૈન મંદિરોને જોતાં અહિંસાના એ મહાન ધુરંધરની યાદ આપોઆપ જાગી આવે છે. તેવી જ રીતે રવિવારે સવારે ખ્રિસ્તી દેવળ પાસેથી જતાં જે શાન્ત, પ્રેમાળ સૂરમાં ગવાતી સામુદાયિક પ્રાર્થના સંભળાય છે તે સાંભળી કયા શ્રદ્ધાળુ મન પર વિશ્વબંધુત્વનું અને ઇશ્વરભક્તિના સંદેશાનું પ્રતિબિંબ નહિ દેખાય? તેમજ બીજો દાખલો લેવો હોય તો ઇસ્લામી ધર્મ અને સંસ્કૃતિના પિરામીડને પ્રદક્ષિણા કરીને ઊંટ પરથી જતા એકાદ કાફલાનું ચિત્ર જુઓ! 'અલ્લાહો અકબર'ની બુલંદ અવાજે બોલાયેલી એ ગંભીર પ્રાર્થના સાંભળો, અગર તો દિલ્હીની બાદશાહી શિલ્પની પ્રતિક સમી મસ્જિદમાં થતી પરમપ્રેરણીય નમાજનું દશ્ય જુઓ. ઇસ્લામની શક્તિ અને ભક્તિનું એ કેવું તાદશ ચિત્ર ખડું કરે છે! સારાંશ એ જ કે સંસ્કૃતિમાંના આદર્શો તે ધર્મનું તેજ લઈને પેદા થાય છે.

પણ જે ધર્મના પાયા પર આ બધી રચના છે, એને જગત કેવી રીતે સ્વીકારે છે, તે પ્રથમ જોઈ લઈએ.

## [ ૨ ] ધર્મનું આંતરરાષ્ટ્રીય સ્વરૂપ

ધર્મવિષયક પ્રશ્નોની ગંભીર ચર્ચા શરૂ થાય કે, અમારા એક નૂતન વિચારવાદી મિત્ર ઉપહાસપૂર્વક કહે છે કે, "અરે! મરણતોલ થઈ પડેલા એ ધર્મને ઑક્સીજન આપી જીવતો રાખવા તમે કેમ યત્ન કરો છો ?" આધુનિક આધિભૌતિકવાદીઓની ધર્મ સંબંધી કેવી વૃત્તિ છે તે આ શબ્દો ઉપરથી સ્પષ્ટ રીતે જણાઈ આવશે. એમ કહે છે કે મોસ્કો શહેરમાં મોટી મોટી ઇમારતો ઉપર 'ધર્મ એ અફીણ છે' એવું કાર્લ માર્ક્સનું વચન આકર્ષક અને મોટા અક્ષરોથી લખેલું હોય છે. સમગ્ર માનવસમાજની ઘટનામાં પૂર્ણ રીતે પરિવર્તન થવું ઘટે. એવો જેમનો આગ્રહ છે તેમને પહેલાં ધર્મ નાબૂદ થવો જોઈએ એમ લાગે છે. આધુનિક જગતની ધર્મ–નિકંદનની ચળવળ વધારે અને વધારે ફેલાતી જશે એ ઉઘાડું છે.

એમ છતાં "धर्मो नित्यः सुखदुःखे त्वनित्ये" એ સનાતન વચન ખોટું થશે કે કેમ એવો ડર કોઈને લાગતો હોય તો તે માત્ર નિરાધાર છે. કારણ કેવળ વર્તમાનકાળ આપણી નજર સામે હોવાને લીધે હાલની ગરબડો અપૂર્વ છે એમ આપણને લાગે છે, પણ તે ભૂલ છે. માનવી સમાજનો પ્રવાહ કેટલોક વખત વહેતો રહ્યા પછી તેનું નિર્મળપણું દૂર થઈ તેમાં મેલ એકઠો થાય છે અને તે અસહ્ય થાય છે ત્યારે

વિચારવંત પુરુષો જન્મ લઈ તે કચરો કાઢી નાખવા પ્રયત્ન કરે છે. એવાઓના આચારવિચાર ક્રાન્તિકારક હોવાને લીધે તેઓ જનતાને અધર્મી અને સમાજશત્રુ લાગે તો તેમાં નવાઈ નથી. હાલમાં ધર્માવતાર તરીકે જગતમાં જેમનું પૂજન થાય છે તે બુદ્ધ, મહાવીર, ઇશુ, મહમદ, જરથુષ્ટ્ર વગેરે પ્રેષિતોને તેમના વખતના પુરાણ મતવાદીઓએ ત્રાસ નહોતો દીધો? આજે ધર્મનો કટ્ટો વેરી કાર્લ માર્ક્સ વખત જતાં અવતારી પુરુષ ગણાશે, એ આજે જ તેની વિભૂતિપૂજા ઉપરથી દેખાઈ આવે છે. સારાંશ કે યુગેયુગે સંભવ પામતા ક્રાન્તિકારક પુરુષો પ્રતિક્રિયા તરીકે ચાલુ ધર્મ વિરુદ્ધ બંડ ઊઠાવે છે, અને તેમના ક્રાન્તિકારક વિચારોની પડઘમ દુનિયા પર સંભળાય છે, એ સાચું છે, તો પણ શાશ્વત જીવી ધર્મતત્ત્વોને તેથી આંચ પહોંચતી નથી. ઊલટું તેઓની શુદ્ધિ થઈ તે વધારે તેજસ્વી બને છે. 'નિત્ય' એમ માનવામાં આવતો જે ધર્મ તે આ ધર્મતત્ત્વો જ છે.

ધર્મ એ કલ્પનાનું મૂળ શોધીએ તો આપણને છેક માનવ સમાજની પ્રથમાવસ્થા સુધી પહોંચવું પડશે. જનાવરોની સ્થિતિમાંથી નીકળી મનુષ્યપણાનો જરાક પ્રાદુર્ભાવ થયો કે તરત જ ધર્મવિષયક કલ્પનાનો ઉદય થયો હોય એમ દેખાઈ આવે છે. અને આનું પ્રત્યક્ષ પ્રમાણ એટલે આપણા જગત પરની જે જંગલી જાતોએ જ્ઞાનવૃક્ષનું ફળ હજી સુધી ચાખ્યું નથી, તેમનામાં પણ ધર્મ આડકતરી રીતે ચાલુ છે, એથી દેખાઈ આવશે. તેમને તેમની પહાડમાંની ગુફાઓનું ઉત્તમ કોતરકામ કરતાં ન આવડે પણ પથ્થરનાં ખડબચડાં હથિયારો બનાવતાં આવડે છે. રાગરાગિણીઓ ગાઈ નાદસાગરની મધ્ય સુધી જતાં તો નહિ, તો પણ ચામડાનાં બનાવેલ વાદ્યો ઉપર જંગલી સૂર કાઢી તેમાં એકરસ થતાં આવડે છે. તેમજ ધર્મનું અંતિમ, શુદ્ધ અને પરમ મંગલ દર્શન તેમને થયું ન હોય તો પણ તેમની ગાંડી શ્રદ્ધા જંગલી રીતે દેવતાઓની ઉપાસના તો કરતી જ રહે છે.

જંગલી અવસ્થાનો આ ધર્મ હંમેશ ભયમાંથી જ ઉદ્ભવે છે.

મેઘધનુષ્ય, વીજળીના ચમકારા, વગેરે પંચ મહાભૂતોની રમ્ય ગંભીર લીલા જોઈ આશ્ચર્ય અને ભયથી તેમનું જંગલી મન ગાંડું થઈ જાય છે અને આમાંના દરેક ચમત્કારનો કોઈ એક અવ્યક્ત જનક હોવો જોઈએ એમ તે માનવા લાગે છે. આવી રીતે જુદા જુદા દેવતાઓ રૂઢ થાય છે. વળી આ દેવતાઓને પ્રસન્ન કરી લેવા તેઓ મથે છે. એ એની રીતે કવિતાઓ બનાવે છે, ઉપાસના કરવાની રીત નક્કી કરે છે; અને તેમનો કોપ ન થાય તે માટે પોતાના પર કેટલાક વિશિષ્ઠ નિયમોનું સ્વામિત્વ સ્વીકારે છે. દેવવિષયક કલ્પનાઓ એ તેઓનો વેદાન્ત છે અને આ નિયમો એ તેઓનો આચારધર્મ છે.

સાધારણ રીતે ધર્મની ઉત્પત્તિની કથા આમ કહી શકાય. માનવી જેમ જેમ ઉન્નત થતો ગયો, અને જેમ જેમ અલૌકિક પ્રતિભાવાળા અને સાક્ષાત્કારવાળા પુરુષો પેદા થતા ગયા, તેમ તેમ ધર્મ અને નીતિ પણ ઉદાત્ત, વ્યાપક અને સૂક્ષ્મતર થયાં. પછી ધર્મની રચના ભયના પાયા ઉપર ન થતાં ભક્તિના પાયા ઉપર થવા લાગી દેવતાઓનું અનેકત્વ નાશ પામી એક સર્વશક્તિમાન જગન્નિયંતાનો સાક્ષાત્કાર થયો. સૌથી વિશેષ વાત તો એ કે આપણે પણ તપશ્ચર્યાના પ્રભાવે પરમેશ્વરનું પરમપદ મેળવી શકીશું એની જાણ માણસોને થઈ. આ સાયુજ્ય મુક્તિ આપનાર તે જ શ્રેષ્ઠ ધર્મ છે. આવી રીતે ધર્મના વિકાસનું ટૂંકમાં દિગ્દર્શન કરી શકાશે.

આ શ્રેષ્ઠ ધર્મ બહુ જ પ્રાચીન કાળથી હયાતિમાં આવેલો છે. તો પણ ત્રણસો ચારસો વર્ષ પૂર્વે યુરોપ ખંડમાં જે મોટી ક્રાન્તિ થઈ, જે નવી શોધો થઈ, આધિભૌતિક બખેડાઓના જે નવા સિદ્ધાંતો પ્રસ્થાપિત થવા લાગ્યા, તેણે ધર્મને જબરદસ્ત આઘાત પહોંચાડ્યો. જળ, સ્થળ અને અંતરાળમાં પોતાને અનિરુદ્ધ સંચાર કરતાં આવડશે એવાં ચિન્હો જણાવા લાગ્યાં. નવાં નવાં સુખસાધનો નિર્માણ કરી પોતે ભૂલોકને સ્વર્ગનું રૂપ આપી શકશે એવો વિશ્વાસ તેને થવા લાગ્યો, અને પંચ મહાભૂતોને આપણે જોઈએ તેવી રીતે અંકુશમાં રાખી શકીશું,

એવો અહંકાર તેઓનામાં ઉત્પન્ન થયો. બુદ્ધિ તથા તર્કનું જોર વધ્યું, ને શ્રદ્ધાની પકડ ઓછી થતી ગઈ; પરિણામે પ્રત્યક્ષ સૃષ્ટિની મોહજાળમાં સપડાયેલી મનુષ્યની પ્રતિભા અવ્યક્ત, અચિંત્ય એવી વાતોનો વિચાર કરતી બંધ થઈ. નિરીશ્વરવાદ, જડવાદ વગેરેનો ઉદય આ જ વખતે થયો.

ભૌતિકશાસ્ત્રો જેમ જેમ પૂર્ણતાએ પહોંચવા લાગ્યાં; ઊંડું સંશોધન અતિશય થયું, માનવનું સામર્થ્ય પારવિનાનું વધ્યું તેમ તેમ જડવાદ અને નિરીશ્વરવાદની વિરુદ્ધ પવન વાવા લાગ્યો. કારણ કે વધારે સંશોધનથી મનુષ્યનું જગત વિષેનું કુતૂહલ ઓછું ન થતાં વધવા જ લાગ્યું. પણ આ જડવાદીઓને એકાએક કોઈ અદશ્ય શક્તિની ઓળખ થઈ. 'ટયુટાનિક' જેવી રાક્ષસી નૌકા એકાદ હિમગિરિનો સહજ સ્પર્શ થતાંની સાથે જ તૂટી જવી અગર તો સુંદર શિલ્પકારે શણગારેલું શહેર ધરતીકંપથી છિન્નભિન્ન થઈ જવું એ જોઈ, મનુષ્યને પોતાના પંગુપણાની અને નિસર્ગના સામર્થ્યની જાણ થવા લાગી. દૂરબીનની સહાયથી અંતરાલનો દેખાવ કાંઈક જોઈ શકાયો ત્યારે દરિયા ઉપર એકાદ સૂકાયેલું લીંબુ તરે તે પ્રમાણે અનંત આકાશમાં આપણી આ પૃથ્વી તરે છે એ જાણી નિસર્ગના બહોળા સ્વરૂપની એમને કલ્પના થઈ.

પરમેશ્વરની જગા નિસર્ગે લીધી. આખા વિશ્વમાં એક જાતનું સરખાપણું દેખાવા લાગ્યું. ભૌતિકશાસ્ત્રના પંડિતો પણ શ્રદ્ધાળુ નજરે જગતચક્ર તરફ જોવા લાગ્યા. ફક્ત નિસર્ગની જુદી જુદી શક્તિઓને પોતાની સુખસગવડો માટે જ કામે લગાડવી એટલું જ તેમનું ધ્યેય રહ્યું નહિ. વિખ્યાત હિંદી શાસ્ત્રજ્ઞ સર જગદીશચંદ્ર બોઝ કહે છેઃ "વિશ્વના બહારના સ્વરૂપમાં અને વિવિધતામાં એક જ તત્ત્વ સમાયેલું છે, એ જેઓ જાણી શકશે તેમને જ અંતિમ સત્યની પ્રાપ્તિ થશે. બીજાઓને નહીં." × જર્મનીના ભૌતિક મહર્ષિ પ્રો. એલ્બર્ટ ઇન્સ્ટિન,

---

× જગદીશબાબુના સુંદર ભાષણનો આ વિસ્તૃત ઉતારો આપું છું:—

"It was when I came upon these selfmade records and

પ્રો. ઇર્વિંગ, પ્રો. હોલ્ડેન, હિંદી શાસ્ત્રજ્ઞ સર પ્રફુલ્લચંદ્ર રૉય વગેરે માણસો આ વિચાર પ્રણાલિકાના પ્રવર્તક છે.

ધર્મની ઉત્પત્તિથી માંડીને તેનો વિકાસ અને તેનામાં થયેલા ફેરફારો જોતાં આપણે છેક આજના સમય સુધી આવી પહોંચ્યા.

આજનો કાળ આપણે બુદ્ધિપ્રામાણ્યનો અને આધિભૌતિકવાદનો માનીએ છીએ. આધિભૌતિક શાસ્ત્ર અને ધર્મને પરસ્પર વિરોધ નથી, એ સત્ય ડૉ. જે. બી. એસ. હોલ્ડેન નામના સુપ્રસિદ્ધ અંગ્રેજ શાસ્ત્રજ્ઞે સુંદર રીતે સમજાવ્યું છે. પ્રો. હોલ્ડેન એ સન્માન્ય શાસ્ત્રજ્ઞ છે. તેમનું સંશોધન કાર્ય ઊંચા દરજ્જાનું છે, એટલું હોવા છતાં તેમણે ધર્મની જરૂરિયાતનું હમેશાં સમર્થન જ કર્યું છે. હમણાં જ તેમણે આધિભૌતિકવાદ (Materialism) નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે, તેમાં તે કહે છેઃ "ઊંચા શાસ્ત્રજ્ઞાનના નામ નીચે ધાર્મિક કલ્પનાઓનો નાશ કરવો મને પસંદ નથી. હાલના વખતમાં ધર્મની જેટલી જરૂર છે તેટલી આ પહેલાં કોઈ વખત નહોતી. આપણા જીવનમાં જ તેનો અંતર્ભાવ છે." * આટલા શ્રદ્ધાળુ હોવા છતાં હોલ્ડેન સાહેબ ખોટી ધર્મમાન્યતા અને ચમત્કારોની વિરુદ્ધ છે. કોઈ ઠેકાણે એકાદ વસ્તુ એકદમ નિર્માણ થવી

---

perceived in them one phase of pervading unity that bears within it all things: the mote that quivers and ripples on light, the teeming life upon our earth, and the radiant suns that shine above us—it was then that I understood for the first time a little of that message proclaimed by my ancestors on the banks of the Ganges, thirty centuries ago."— J. Bose.

* "I have no sympathy with mere destruction of religious beliefs in the name of superior & scientific knowledge... Religion is perhaps more needed at the present time than ever before. It is implicit in our very being"—Haldane.

અથવા ધર્મના પ્રભાવથી અસાધ્ય એવો રોગ તે જ ક્ષણે મટી જવો એ વાતો તદ્દન કાલ્પનિક છે, એમ તે કહે છે. પણ રોજના જીવનમાં એટલો બધો કચરો ભેગો થયો છે કે ઉચ્ચ વાતો માટે સ્વર્ગ વગેરે કાલ્પનિક સૃષ્ટિ નિર્માણ કરીને માણસને પોતાનું સમાધાન કરી લેવું પડે છે. એ પ્રમાણે તે આ વાતની ઉત્પત્તિની મીમાંસા કરે છે. વિદ્વાન હોલ્ડેનના મત પ્રમાણે ધાર્મિક દૃષ્ટિએ વિશ્વની ઉત્પત્તિસ્થિતિનો અર્થ કરવો એ જ સર્વશ્રેષ્ઠ માર્ગ છે.

હોલ્ડન સાહેબ કહે છે : 'પરમેશ્વર એ કલ્પના રાષ્ટ્રોને એકઠા કરી એક સર્વવ્યાપી સંસ્કૃતિ સ્થાપવાને મદદ કરે છે. અને આ એકીકરણ પર ધાર્મિક માન્યતાનો સિક્કો પડે એટલે, તે સંસ્કૃતિને મજબૂતી આવે છે.'× પણ આવી સર્વરાષ્ટ્રીય ધાર્મિક માન્યતા કેવી રીતે મેળવવી એ એક પ્રશ્ન છે. કારણકે દરેક રાષ્ટ્ર પોતાના ધર્મોનું અભિમાન રાખવાનું જ. દરેક રાષ્ટ્ર સહિષ્ણુ અને નિરાભિમાની થાય ત્યારે જ આ પ્રશ્નનો ઉકેલ આવે. આ મુશ્કેલીનો રસ્તો કાઢવા ઉદાર વિચારના લોકોએ પ્રયત્ન કરવો જોઈએ.

ડૉ. હોલ્ડેને સૂચવેલી એક યોજના સર્વમાન્ય થાય એમ છે. બધાં વાઙ્મય અને કલાની મીમાંસા છૂટથી કરવી તે એવી કે દેવતા વિષેની અગર બીજી આસ્તિકવાદની કલ્પનાઓ છોડી દઈ ફક્ત બધા ધર્મોની આધ્યાત્મિક બાજુ જ વિચારમાં લેવી. એવી રીતે મતભેદનાં કારણો બહુ થોડાં રહેશે અને બધાં રાષ્ટ્રોને માન્ય અને ફાયદાકારક થાય એવો ધર્મ નિર્માણ કરી શકાશે. આજે દુનિયાભરમાં શાંતિ સ્થપાય તે માટે જે લોકોના અને સંસ્થાઓના પ્રયત્ન ચાલી રહ્યા છે, તેમણે આ દિશામાં કામ કરવું એવો ડૉ. હોલ્ડેનનો અભિપ્રાય છે. આ પ્રમાણે એક ધર્મપ્રવીણ શાસ્ત્રજ્ઞનો મત છે. તેના મુદ્દા એટલા વિચારવાલાયક

× "...The person of God binds nations together in a common civilization and the definite religious recognition of this bond gives strength to it"—Haldane.

અને સર્વવ્યાપી છે કે તેના પર જ આપણું વિવેચન શરૂ કરવું યોગ્ય ગણાશે.

વ્યક્તિ કે રાષ્ટ્ર શ્રદ્ધાના જોર પર જીવે છે અને શ્રદ્ધાથી મજબૂત થાય છે. જ્ઞાનની પ્રગતિ સાથે શ્રદ્ધામાં ફેર થતો જશે એ સાચું છતાં ગમે તે રૂપમાં શ્રદ્ધા કાયમ રહેશે જ. પરમેશ્વરની કલ્પનાને શાસ્ત્રના જ્ઞાને દૂર કરી પણ તેને બદલે નિસર્ગપૂજા શરૂ થઈ. ઈશ્વર અગર નિસર્ગ આ બે શ્રદ્ધા રાખવાલાયક વસ્તુઓ ઉપરાંત સંસ્થા, સમાજ, માતૃભૂમિ, માનવતા વગેરે બીજાં અનેક ધ્યેયોની ઉપાસના ચાલુ થઈ. પરમેશ્વર અથવા ગમે તે ધ્યેયની અનન્ય ભાવથી ભક્તિ કરીએ એટલે એનું આધ્યાત્મિક ફળ તો એક જ મળવાનું. આ દૃષ્ટિએ જોતાં જનક વિદેહી, જગતના કલ્યાણ માટે પ્રાણ ત્યાગ કરનાર ઇશુ, માતૃભૂમિના કલ્યાણ માટે આખી જિંદગી સુધી લડનાર જોસેફ મેઝેની, ગુલામગીરી સામે લડતાં લડતાં પ્રાણ ત્યાગ કરનાર હુતાત્મા અબ્રહામ લિંકન, વગેરે જુદાં જુદાં રાષ્ટ્રોમાં જુદાં જુદાં ધ્યેયો માટે લડનારા આ બધા પ્રસિદ્ધ પુરુષો આધ્યાત્મિક દૃષ્ટિએ એક જ યોગ્યતાના ગણાય છે. કારણ કે પરમેશ્વર એ કલ્પના જ બધા ઉચ્ચ ધ્યેયોની એક મૂર્તિ કરી બનાવેલી છેઃ

હિંદુ ધર્મઃ—પરમેશ્વર એટલે સત્ત્વ, સત્ય અને આત્મા છે.

બૌદ્ધ ધર્મઃ—શાશ્વત શાંતિ એ જ પરમેશ્વર.

જૈન ધર્મઃ—નિર્મળ આત્મા એ જ પરમાત્મા.

ખ્રિસ્તી ધર્મઃ—પરમેશ્વર પ્રેમ સ્વરૂપ છે.

મુસલમાન ધર્મઃ—પરમેશ્વર એક છે. શક્તિ અને ન્યાયબુદ્ધિ એ તેનું સ્વરૂપ છે.

જરથોસ્તી ધર્મઃ—પરમેશ્વર એટલે તેજ અને સત્ય.

આ ઉપરથી એવું અનુમાન કરવાને હરકત નથી કે પરમેશ્વર એ રૂઢ કલ્પના કોઈને માન્ય ન હોય તો પણ સત્ય, પ્રેમ, શક્તિ, ન્યાયબુદ્ધિ વગેરે દૈવી ગુણોને તે આદર કરશે.

તેથી જગતનો એક સર્વવ્યાપી ધર્મ થવાને ઇશ્વરવાદની અથવા

ધાર્મિક કલ્પનાઓની અડચણ આવે તેમ નથી. બુદ્ધ પોતે નિરીશ્વરવાદી હતા, તો પણ મહાન ધાર્મિક પુરુષોમાં તેમની ગણત્રી થાય છે. ખ્રિસ્તી ધર્મની પુનરુત્થાન વગેરે કલ્પના ન માની શકાય તેવી કોઈને લાગતી હોય પણ ઈશુનું આદર્શભૂત જીવન સર્વને વંદનીય લાગશે. આ ઉપરથી ધર્મ એ ચીજ નરી શ્રદ્ધા રાખવાલાયક સમજૂતી પર રચાયેલી નથી, એમ ચોખ્ખું કહેવામાં કાંઇ હરકત નથી.

તો પછી ધર્મની વ્યાખ્યા શી? ખરું કહીએ તો ધર્મની વ્યાખ્યા ટૂંકમાં આપવી અશક્ય છે. તો પણ તેનું સ્થૂળ અને વ્યાપક સ્વરૂપ ટૂંકામાં કહી શકાશે. મનુષ્યને પોતાનો પૂર્ણ વિકાસ થવા 'અભ્યુદય' અને 'નિઃશ્રેયસ' એટલે આ લોકમાં ઉત્કર્ષ અને પરલોકમાં મુક્તિ એ બે વાતો મળવી જોઈએ. ડો. રાધાકૃષ્ણન પણ આ જ વાત સમજાવતાં કહે છે: "સમાજનો સભ્ય અને વ્યક્તિ: આ બેઉ દૃષ્ટિએ મનુષ્યનું શીલ બતાવવા જે ધ્યેયો તથા હેતુ, જે સંસ્થાઓ અને સંસ્કાર કારણભૂત થાય છે તે બધાંનો 'ધર્મ' એ નામમાં સમાવેશ કરી શકાય. ધર્મ એટલે આ લોકમાં સુખ અને પરલોકમાં મુક્તિ એ બેવડા હેતુથી પાળવાનો સારા આચારનો નિયમ છે."*

આ વ્યાખ્યા સાથે ઘણું કરીને કોઈ પણ તત્ત્વજ્ઞાન અગર ધર્મનો વિરોધ થાય એમ લાગતું નથી. આ વ્યાખ્યા પ્રમાણે મુખ્ય ધર્મનાં સર્વસામાન્ય નીતિતત્ત્વો વીણીને તેને જોડી દઈએ અને ચાલુ શાસ્ત્રીય જ્ઞાનના તેજથી ધર્મની કલ્પનાના ઊંડા ભાગોને ખુલ્લા કરીને સ્પષ્ટ કરીએ તો બુદ્ધિવાદી નવી દુનિયા ખાત્રીથી આ જગત-ધર્મ તરફ જોશે. શ્રદ્ધા અને બુદ્ધિનો આવો સરખો અર્થ કરવાનો પ્રયત્ન કરનાર થિયોસોફિકલ સોસાયટી જેવી સંસ્થા ઉદય પામવી એ એક પ્રસાદચિહ્ન જ છે.

* It stands for all those ideals and purposes, influences & institutions that shape the character of man both as an individual and as a member of society. It is the law of right living, the observance of which secures the double object of happiness on earth & salvation—S. Radhakrishnan.

"ઇમીજિયેટ ફ્યુચર "Immediate Future" નામના પોતાના સુંદર પુસ્તકમાં ડૉક્ટર એની બેસંટે જુદા જુદા મુખ્ય ધર્મોએ દુનિયાના આત્મિક જીવનના કયા કયા ભાગ પ્રકાશમાં આણ્યા, એનું ટૂંકમાં સારું વિવેચન કર્યું છે. મનુષ્યને તેના પરમેશ્વર સ્વરૂપની જાણ હિંદુ ધર્મે કરી આપી. જ્ઞાન અને સુવિચારનો ભંડાર બૌદ્ધ ધર્મે જગતને સોંપ્યો. પવિત્ર જીવન અને શુદ્ધ વાતાવરણની મોટાઈ પારસી ધર્મે બતાવી. અને ખ્રિસ્તી ધર્મે માણસને શ્રેષ્ઠતાની શિખામણ આપી સ્વાર્થત્યાગનો પાઠ ભણાવ્યો. તેમજ ઇસ્લામી ધર્મની આત્યંતિક નિષ્ઠા લઇએ એટલે બધા ધર્મોનો સાર આવી જાય.

સર્વ આંતરરાષ્ટ્રીય ધર્મની સંસ્થાપના કરતી વખતે આજ સુધીના ઇતિહાસમાંના જ્ઞાનભંડારનો છૂટથી ઉપયોગ કરી શકાશે. એટલા માટે જ ઇતિહાસ બનાવનાર મહાપુરુષોનો તેમના જીવન સહિત પરિચય કરવો જરૂરનો છે. અખંડ દીપ પ્રમાણે કાયમ રહેતા તેમના ચરિત્રોથી જ જગતનો માર્ગ આજ સુધી ઉજળો થતો આવ્યો છે. તેમનો ઉચ્ચાર એટલે જ પરમેશ્વરે મનુષ્યના ખાસ પ્રશ્નોનો આપેલો જવાબ. તેને જ આપણે ધર્મ કહીએ છીએ.× તેમના ઉપદેશ એટલે ફક્ત ભાષાનો વિલાસ નથી, પણ તેમના આચારનું પ્રતિબિંબ છે. કર્મ-યોગનું વિધાન કરનારે શ્રીકૃષ્ણે નિઃસ્વાર્થ વૃત્તિથી કૃત્યો કેમ કરી શકાય તે બતાવ્યું. જગત દુઃખથી ભરેલું છે એટલું જ કહીને બુદ્ધ–મહાવીર સ્વસ્થ રહ્યા નહિ, પણ તેમણે અપાર વૈભવ અને સંસાર સુખનો ભર જુવાનીમાં ત્યાગ કરી, ધર્મોપદેશમાં વિરક્ત વૃત્તિથી જિંદગી પૂર્ણ કરી. આત્માની ઉન્નતિ માટે આત્માની પિછાણ કરવી પડશે, ને તે માટે વિકટ પરિસ્થિતિનો સામનો કરતાં પણ પ્રભુ મહાવીર ન ડર્યા.

× Religions in the plural mean God's answer through men in whom divinity shines out more than in their fellows. His answer to the search of man after himself.

—Annie Besant

ઈશુખ્રિસ્ત અને અશો જરથુસ્ટ્રે તો સ્વાર્થત્યાગનો દાખલો બેસાડતાં પ્રાણની પણ પરવા કરી નહિ. પોતાના ધર્મવિચારો માટે હજરત મહમદે (સલ) જંગલી જમાતનો હદ ઉપરાંત ત્રાસ વેઠ્યો. સારાંશ કે ઉપદેશ અને આચરણ એ બન્ને દૃષ્ટિથી ચરિત્રો અભ્યાસ કરવા લાયક છે.

વધતી જતી શોધથી, પ્રવાસનાં ઝડપી સાધનોથી અને વાહનમના પ્રસારથી દૂરદૂરના દેશો પાસે આવતા જાય છે. રાષ્ટ્ર-રાષ્ટ્રની સીમારેખા માત્ર નામની જ રહી છે, સાંસ્કૃતિક વિચારની લેવડદેવડ ખૂબ જ શરૂ થઈ છે. સર્વ રાષ્ટ્રોનું એકીકરણ કરવાની કલ્પનામાંથી જ રાષ્ટ્રસંઘની યોજના બહાર પડી છે. સામાજિક, આર્થિક અને રાજકીય બાબતોને આવું આંતરરાષ્ટ્રીય સ્વરૂપ ધીમે ધીમે પ્રાપ્ત થતું હોવાથી ધાર્મિક જીવનનો વિચાર માત્ર સંકુચિત બુદ્ધિથી કરવો યોગ્ય ગણાશે નહિ. જુદા જુદા દેશોમાં અને ધર્મોમાં પ્રતિભાશાળી મહાત્માઓ જન્મ્યા છે અને તેમના ઉપદેશ પણ બહુ મૂલ્યવાન છે.

દોષરહિત અને શ્રદ્ધાળુ બુદ્ધિથી અભ્યાસ કરવો અને યથાશક્તિ તે પ્રમાણે આચરણ કરવું એ શ્રેષ્ઠ જીવન તરફ લઈ જનાર માર્ગ છે. ઉચ્ચ વાતો સાથે આદર બુદ્ધિથી તન્મય થયા વગર આપણો વિકાસ થતો નથી, એ યાદ રાખવું જોઈએ. આજે મહાત્મા ગાંધી, ડૉ. રવીન્દ્રનાથ ટાગોર, મિ. સી. એફ. ઍન્ડ્રયુઝ, મૉ. રોમાં રોલાં, મિ. એચ. જી. વેલ્સ વગેરે મહાત્માઓ અને વિચારવંત પુરુષો સહિષ્ણુતાની અને આંતરરાષ્ટ્રીય પ્રેમભાવની શિખામણ આપે છે. આવે વખતે મહાત્મા ગાંધીના કહ્યા પ્રમાણેઃ "બધાના ધર્મ જુદા હોય, તો પણ એક ઝાડનાં પાંદડાં જુદાં જુદાં હોવા છતાં જેમ આપણે એક જ ઝાડનાં પાંદડાં છીએ એમ માની સાથે રહે છે, તે પ્રમાણે રહેવાની આપણે મહત્ત્વાકાંક્ષા રાખવી જોઈએ." આ બધાં રાષ્ટ્રોની શાંતિ તે જ આપણી શાંતિ; બધા માનવોનું સુખ તે જ આપણું સુખ અને આખા જગતનો ઉદ્ધાર એ જ આપણો ઉદ્ધાર એ એકવાર સમજાયું એટલે સર્વત્ર આનંદનું સામ્રાજ્ય શરૂ થશે.

## [ ૩ ] અવતાર

ગિરિશિખર પરથી ઘૂઘૂ અવાજ સાથે ધસમસ્યા આવતા, શીણોના મહાન સમૂહ સાથે ઊંડી ગિરિકંદરામાં વહી જનાર મહાન જલપ્રપાતને કદી નિરખ્યો છે? એને નિરખીને એક ભવ્ય રોમાંચ અનુભવ્યો છે? એનું આંતર સ્વરૂપ નિરખવા દિલ ઉન્મત્ત થયું છે? ભવ્ય છતાં કેવું અગમ્ય! ધર્મપ્રાણ અવતારી પુરુષોનું જીવન કંઈક આવું હોય છે. એ ગંભીર જલધોધને કાળમીંઢ પથ્થરોનાં હૃદય ચીરીને પોતાનો માર્ગ કરવાનો હોય છે. અવતારી પુરુષોને પણ અજ્ઞાન, વહેમ અને ઇર્ષાના મહાન પહાડો ભેદીને પોતાનો રાહ લેવાનો હોય છે. જલપ્રપાતનું જીવન શુભ્ર, સ્ફૂર્તિદાયક અને વેગવાન હોય છે, તે જ પ્રમાણે અવતારી પુરુષોનું પણ હોય છે. આ પ્રબલ જલપ્રવાહના ઘર્ષણથી જગતને પ્રકાશ આપનારી વીજળી જન્મ પામે છે, તે પ્રમાણે અવતારી પુરુષોના ચરિત્રથી સર્વ જનોને નવચેતન આપનારું તેજ જન્મ પામે છે. તેથી જ બંનેના જીવન તરફ જગત મૂઢ બનીને સભય, સવિસ્મય અને સાદર દૃષ્ટિથી જુએ છે.

કોઈ પણ ઠેકાણે વિભૂતિ દેખાય કે તરત જ ભક્તિપૂર્વક મસ્તક

નમાવવું એ મનુષ્ય સ્વભાવ જ છે. જ્યારે આપણે એવું જોઈએ છીએ કે અતિમહાન કર્તૃત્વવાળો કોઈ એક મહાપુરુષ પોતાના શીલ અને તેજથી સર્વ જનતામાં ક્રાંતિ ઉત્પન્ન કરે છે, અને એકલા માનવી સામર્થ્યથી જે સંકટોનું નિવારણ થવું અશક્ય છે એવાં સંકટોમાંથી સુખરૂપ અણીશુદ્ધ બહાર નીકળી, પોતાનું કાર્ય આગળ ધપાવ્યે જાય છે, ત્યારે સ્વાભાવિક રીતે જ આપણને એમ લાગે છે કે આ કંઈ મનુષ્યની કોટીનો મનુષ્ય નથી. માનવીને અદૃશ્ય હોય એવી કોઈ મહાન શક્તિની તેને સહાય છે. તેની વાણીમાં જોયું હોય તો બહુ જ મજબૂત આત્મવિશ્વાસ. દીર્ઘદૃષ્ટિ એટલી બધી વિલક્ષણ કે ગમે તેવી પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ તેને સીધો માર્ગ સદાસર્વદા જડી જ આવે. દુન્યવી વિષયો પર પણ કાબૂ ધરાવી પોતાનું ધાર્યું પાર પાડવાની તેની જબરદસ્ત તૈયારી અને વ્યક્તિત્વનો પ્રભાવ એટલો અજબ કે તેના શબ્દો એ જ જાણે પરમેશ્વરના જ શબ્દો હોય એમ લોકોને લાગે. જરૂર કોઈ અદૃશ્ય શક્તિ અહીં વસે છે, એવો ભાસ થાય. આવા વિભૂતીવાન જીવોને આપણે અવતારી કહીએ છીએ.

પોતાનું એકરૂપત્વ છોડી દઈ અનેક રૂપો ધારણ કરવાં એવી જ્યારે પરમેશ્વરને ઇચ્છા થઈ, ત્યારે જ આ અનંત સૃષ્ટિ નિર્માણ થઈ. અલબત સર્વચરાચર તેનું જ રૂપ છે, તો પણ આપણે દરેક માણસને કાંઈ અવતાર માનતા નથી. લોકોત્તર તેજસ્વી પુરુષને જ આપણે આ નામ આપીએ છીએ. જુદા જુદા ઠેકાણાનાં નાનાંમોટાં જલાશયો અને મહાસાગર એમાં જે તફાવત તે જ નાનામોટા માણસો અને અવતારી પુરુષમાં છે, એવી આપણી શ્રદ્ધા હોય છે.

સ્થપાયેલો ધર્મ લાંબા વખતે દુષિત થાય છે. ધર્મતત્ત્વો ભૂલાઈ જઈ બાહ્ય વિધિઓ અને તંત્રોનો મહિમા વધે છે. સ્વાર્થની સત્તા ધર્મપર ચાલુ થાય છે અને આપણામાં રહેલા ઈશ્વરી તત્ત્વની જાણ મનુષ્યને ન રહેવાથી પાપ અને અનાચારનું તોફાન શરૂ થાય છે. આપણે ઉચ્ચ થવું છે, દુન્યવી સુખોપભોગો કરતાં પણ શાશ્વત એવું

કલ્યાણ આપણને મળવાનું છે, એવું માણુસને યાદ રહેતું નથી, ત્યારે દુષ્કૃત્યોનો વિનાશ કરી, સાધુઓનું પરિત્રાણ કરવા માટે પરમેશ્વર અવતાર ધારણ કરે છે. બાબુ અરવિંદ ઘોષે અવતારની સુંદર મીમાંસા કરી છે. તેમના વિવેચનનો સાર એવો છે કે માનવીરૂપ ધારણ કરવામાં પરમેશ્વરના બે હેતુ હોય છે:

(૧) અવતાર એટલે ઈશ્વરી સિંહાસન પરથી નીચે ઉતરી પોતે મનુષ્યનાં પ્રકૃતિ અને રૂપ ધારણ કરવાં.

(૨) ઉદ્ધાર એટલે આત્મતેજનો સાક્ષાત્કાર કરી મનુષ્યને દેવ-કોટીએ પહોંચાડવો. મનુષ્યને આ નવો જન્મ આપવો એ જ અવતાર અને ધર્મનો હેતુ છે. પરમેશ્વર જ્યાંથી ઉતરીને આવ્યા ત્યાં સુધી આપણે ચડીને જવું એ જ મરણાધીન દુન્યવી માણસનું કર્તવ્ય છે.* ઘણા ખરા ધર્મોમાં અવતાર સંબંધીની કલ્પના આવી જ હોય છે, ફેર એટલો કે અવતાર એટલે પરમેશ્વર પોતે જ માણસનું રૂપ ધારણ કરીને આવે છે એમ હિંદુ ધર્મ માને છે; જ્યારે બીજા ધર્મોમાં પરમેશ્વર પોતાના પુત્રને અગર તો પયગંબરને પૃથ્વી પર મોકલે છે, એવી માન્યતા છે. જરથુષ્ટ્રની માતાના દૂધમાં દૈવી તેજ હતું, તો હ. મહમદ (સલ)

---

* "For there are two aspects of the divine birth, one is a descent, the birth of God in Humanity, the Godhead manifesting itself in the Human form and nature, the Etarnal Avatar; the other is an ascent, the birth of man into the Godhead, man rising into the divine nature and consciousness madbhāvam āgatah; it is the being born a new in a second birth of the soul...It is the manifestation from above of that which we have to develop from below; it is the descent of God into that divine birth of the human being into which we mortal creatures must clime." Arbind Ghose.

નાના હતાત્યારે દેવદૂતોએ તેમનું હૃદય શુદ્ધ કરી તેમાં તેજ ભર્યું એવી કથાઓ છે. શ્રી કૃષ્ણ અને બુદ્ધ પરમેશ્વરના અવતાર મનાય છે, તો ઇસુ એ ઇશ્વરનો પુત્ર મનાય છે. સારાંશ એ જ કે અવતાર અગર પેગંબર એટલે પરમેશ્વરના તેજથી પરિપૂર્ણ હોય એવો માણસ જગતની ઉન્નતિ માટે જન્મ ધારણ કરે એ જ કલ્પના બધા ધર્મોમાં મજબૂત બની હોય તેમ લાગે છે.

અવતાર સંબંધી 'થિયોસોફી'ના વિચારો મનનીય છે. આખા જગત પર હકુમત ચલાવનાર પુણ્યશાળી મહાત્માઓનો એક મોટો સંઘ છે. આ સંઘ મનુષ્યોનો સહાયક છે ભવિષ્યમાં આવનાર સંકટોની સૂચના મેળવી, સુરક્ષિત સ્થળે જવાની પ્રેરણા થવી, ખરેખરી અડચણ આવતાં ત્યાં અચાનક મદદ કરનાર આવી ઊભો રહેવો વગેરે જે વાતો માણસની જાણમાં આવે છે એ બધી આ પુણ્યાત્માઓની જ મહાલીલા છે. પરમેશ્વરે આ અખિલ સૃષ્ટિ વ્યાપી છે. "ફૂલનું સૌન્દર્ય, વૃક્ષનું સામર્થ્ય, જાનવરોની ચપળતા અને ભપકો તેમજ માણસનું હૃદય અને આત્મા વગેરે તેનાં જ રૂપ છે. તેની ઇચ્છા સર્વનો વિકાસ થાય એમ છે. તેથી જ બધા જીવો આગળ અને આગળ વધ્યા કરે છે."

જીવસૃષ્ટિના આ વિકાસને બધી રીતે સહાય કરી પરમેશ્વરી ઇચ્છા ફળદ્રૂપ બનાવવા આ પુણ્યાત્માઓ તત્પર હોય છે. એમાંનો જ એકાદ પુણ્યાત્મા ધર્મગ્લાનિના વખતમાં જાતે સૃષ્ટિપર અવતાર ધારણ કરી ધર્મસ્થાપના કરે છે.× બહુ જ નાના જીવો પણ જન્મે જન્મે આગળ વધે છે, એ કલ્પના બુદ્ધે અનેક જન્મો લઇ જુદા જુદા અનુભવો એકઠા કરતાં શ્રેષ્ઠપદ શી રીતે મેળવ્યું એ જાતક કથાઓ વાંચવાથી સ્પષ્ટ થશે.

---

× આ સંબંધી 'Invisible Helpers' અને 'Masters of the Path' નામની રેવ્હરંડ સી. ડબલ્યુ. લેડબીટરની સુંદર ચોપડીઓ જિજ્ઞાસુએ અવશ્ય વાંચવી.

જૈનોના અનેક તીર્થંકરો અને થિયોસોફીના ઋષિસંઘોમાંનું સામ્ય પણ વિચારવા લાયક છે. સારાંશ કે બાબુ અરવિંદ ઘોષની મીમાંસા પ્રમાણે પરમ પદે પહોંચવું તે પ્રાણી માત્રનું શ્રેષ્ઠ કર્તવ્ય છે, અને તે કર્તવ્યની જાણ કરી આપવા જ પરમેશ્વર અગર તો તેના તેજથી પરિપૂર્ણ એવા પયગંબરો વખતો વખત દુનિયા પર અવતરે છે. એ જ કલ્પનાને 'થિયોસોફી' ટેકો આપે છે.

'आदम् खुदा नहीं मगर खुदाके नूरसे जुदा नहीं' : "આદમ પોતે પરમેશ્વર ન હોય તો પણ પરમેશ્વરથી કાંઈ જુદો નથી." આ વચન સુપ્રસિદ્ધ છે. એ દૃષ્ટિએ અવતાર, તીર્થંકર કે પયગંબર એ એક જ રૂપ છે, એમ જણાઈ આવશે; તેથી વિવેચનની સગવડતા માટે બધા વિભૂતિવાન મહાત્માઓને અવતારને નામે જ સંબોધવા યોગ્ય થશે.

સર્વ અવતારી પુરુષોનાં ચરિત્રો ઉપર કાલ્પનિક અને અદ્‌ભુત વાતોનો શણગાર કરેલો હોય છે, એનું કારણ સહેજે જણાઈ આવે છે. અવતારી પુરુષના હાથે સહેલાઈથી થનારી વાતો માનવશક્તિની ઉપરવટ છે, એમ જ્યારે માણસને લાગે છે ત્યારે જગતની અદૃશ્ય શક્તિ સાથે તેમનાં કાર્યો સહજ રીતે જોડી દેવામાં આવે છે; અને મનુષ્યની ભાવુક વિચારશક્તિ એવી વાતો બરાબર ગોઠવવામાં અને અવતારોનાં વખાણ કરવામાં એકરૂપ બની સુંદર કલ્પનાની જાળ ગુંથવા લાગે છે. અવતારના જન્મ વખતે થનારો સૃષ્ટિનો મંગળ મહોત્સવ, તેમના નિધન વખતે થનારા ઉત્પાતો, તેમને ઈશ્વરસંદેશ પહોંચાડવા વખતો વખત આવતા દેવદૂતો, બળવાન પંચમહાભૂતોનું તેમના તરફ દેખાઈ આવતું આજ્ઞાધારકપણું વગેરે વાતો એટલે આ અવતારો ઉપર ચડાવેલો કાવ્યમય અનુપમ શણગાર જ કહેવાય.

આ કલ્પનાનો અત્યંત હૃદયસ્પર્શી વિલાસ જગતમાંનાં ઉમદા કાવ્યોમાં દૃષ્ટિગોચર થાય છે. આ કાવ્યમાંનો પ્રસાદ, સરળપણું અને શાશ્વત સૌંદર્ય જતું ન કરતાં અવતારોના ચરિત્રો તરફ શ્રદ્ધાથી અને

આરાસાર દૃષ્ટિથી જોવું શક્ય છે. અવતારોના ચરિત્રમાંની અદ્ભુત અને કાલ્પનિક વાતોનો ખરો અર્થ સમજી તેમાં છુપાયેલાં નૈતિક તત્ત્વોનાં અણમોલ રત્નો શોધી કાઢવાં એ જ ખરા ધર્મસંશોધકનો હેતુ છે.

દરેક અવતાર તે તે કાળનો મોટો સુધારક હોય છે એમ કહીએ તો ખોટું નથી. તેને ધર્મોમાં રૂઢ થયેલી વતનદારી, સ્વાર્થીપણું, ઠગાઈ વગેરેનો નાશ કરવાનો હોય છે. વખતના પ્રવાહમાં ધાર્મિક તત્ત્વોની મહોરો ઘસાઈને લીસી પડવાથી તેની ખરી કીંમત લોકો સમજી શકતા નથી, માટે તે બધી વિવેકરૂપી અગ્નિથી ઓગાળી નાખી નવાં નાણાં બનાવવાનું કામ અવતારી પુરુષ શરૂ કરે છે. આ ઉદ્યોગનું પૂર્ણ સ્વરૂપ ગ્રહણ કરવાની શક્તિ ન હોવાને લીધે પોતાને ધાર્મિક કહેવડાવનારા તે વખતના લોકો અવતાર સામે તકરાર ઊઠાવે છે. "પાખંડી, સનાતન ધર્મનો દુશ્મન, સત્તાભિલાષી અને ઠગ છે" એમ કહી ગડબડ મચાવી આ ધર્મમાર્તંડો(!) સામાન્ય જનતાને અવતારી પુરુષ સામે ફિતુરી થવા શિખવે છે. કેટલીક વખત રાજસત્તા પણ તેમને મદદ કરે છે. ભારતવર્ષના ક્ષત્રિયોએ શ્રી કૃષ્ણનો નાશ કરવાનું બીડું ઝડપ્યું; હ. મહમદ(સલ)ને અરબી કુરેશીઓએ પત્થર મારી લોહીલુહાણ કર્યા; બુદ્ધનું ચારિત્ર્ય નિંદ્ય છે એમ બતાવી આપવાના અધમ પ્રયત્નો ભિક્ષુઓએ કર્યા; પરમતપસ્વી મહાવીરને જેર કરવા એમના હરીફોએ એમને ભયંકર ઉપસર્ગો (દુઃખો) આપ્યા; અષો જરથુષ્ટ્રના માર્ગમાં અડચણો આણી અને સંતશિરોમણિ ઈશુને તો સત્તાશીલ યાહુદીઓએ દેહ સમર્પણ કરવાની ફરજ પાડી! આ ઉપરથી અવતારી પુરુષના કામ બાબત ધર્મના રખેવાળ કહેવડાવનાર પરંપરાવાદીઓનો કેટલો રોષ હોય છે તે જણાઈ આવે છે.

તો પણ પરંપરાવાદીઓની ઝેરી ફૂંકોથી અવતારી પુરુષોનો નાશ થતો નથી, પણ તેથી તેઓ ઊલટા આગળ જ વધે છે. કારણકે અવતારી પુરુષ જન્મે તે પહેલાં સર્વ લોકોમાં એક જાતનો અસંતોષ અને ક્રાન્તિ માટેની લાગણી પ્રસરેલી હોય છે. જુલમી વિકૃત ધર્મના નામ નીચે

કચડાઈ જનાર જીવોને ખરા ધર્મની અને શાંતિની તાલાવેલી લાગેલી હોય છે. તેમનામાં રહેલી સદ્ભાવનાઓ પરમેશ્વરને આજીજી કરી અવતાર ધારણ કરવા વિનંતી કરતી હોય છે. દુષ્ટોના ત્રાસથી પીડાયેલી પૃથ્વી પરમેશ્વરને શરણે ગઈ એવું જે વર્ણન આપણે વાંચીએ છીએ, તેનો આ જ રહસ્યાર્થ છે.

શ્રી કૃષ્ણના જન્મ પૂર્વે નન્દ, વસુદેવ, વિદુર, ભીષ્મ વગેરે કેટલા બધા સત્વશીલ લોકો હતા. જુલમી ક્ષત્રિયોના જુલમથી થતી સમાજની હેરાનગતિ તેમનાથી જોઈ જતી ન હતી. પણ દુષ્ટોનો નાશ કરી સ્વધર્મની સ્થાપના કરવા જેટલું તેમના કોઈમાં પણ દૈવી તેજ ન હતું. તો પણ શ્રી કૃષ્ણે પોતાનું જીવન કાર્ય શરૂ કરતાં જ આ ઇશ્વરી અવતાર પૃથ્વી પર આવ્યો છે એમ તરત જ સૌએ જાણી લીધું. સારાંશ કે અવતારના જન્મધારણ વખતે બગડેલા ધર્મ વિષે જે ચીડ અને ખરા ધર્મ વિષે જે સદ્ભાવના સમાજમાં હોય છે, તે અવતારી પુરુષના કાર્યને લીધે પ્રકાશમાં આવે છે. તેની પ્રગતિ થઈ ભક્તિપૂર્ણ હૃદયથી તે પુરુષને ચરણે અવનત્ર થાય છે.

ઉપર જે સોનાનાણાનું દૃષ્ટાંત આપ્યું તે જ ફરી આપી કહેવાનું કે, એ નવા નાણામાં પણ પહેલાંનું જૂનું સોનું જ હોય છે, તેમ અવતારી પુરુષ જે ધર્મ સ્થાપે છે તેનાં મૂળતત્ત્વો ચાલુ ધર્મમાં જ હોય છે. તે તદ્દન નવો એવો કોઈ ધર્મ દુનિયામાં પેદા કરતો નથી. કોઈ શિલ્પકાર પૃથ્વી પરના આરસપહાણ પત્થર અને બીજી સામગ્રી લઈ પોતાની કલ્પનાશક્તિ વડે જેમ તાજમહાલ જેવી અનન્ય સુંદર ઇમારત તૈયાર કરે છે, અગર ભાષામાંના ચાલુ શબ્દો લઈ કોઈ રસસિદ્ધ કવિ જેમ 'મેઘદૂત' જેવું સુંદર કાવ્ય બનાવે છે તેવી જ રીતે અવતારી પુરુષ ચાલુ ધર્મમાંની સુંદર સામગ્રી લઈ નવો ધર્મ પ્રસ્થાપિત કરે છે. એ દૃષ્ટિએ અવતારી પુરુષને દૈવી કલાકાર કહી શકાય. પહેલાંની ઉપનિષદરૂપી ગાય ગોપાલ કૃષ્ણે દોહી 'ગીતામૃત'રૂપી દૂધ કાઢયું. પ્રાચીન હિંદુ ધર્મમાંની યજ્ઞવિધિઓને છોડી દઈ તેમાંની

ત્યાગની કલ્પના એકથી નવા સ્વરૂપમાં બુદ્ધે દુનિયા આગળ મૂકી; મહાવીરે માનવીને તપ, ત્યાગ ને સંયમને માર્ગે લઈ જઈ સ્વયં ઈશ્વર બની શકવાની તાકાત બક્ષી અને ખ્રિસ્તી ધર્મમાંની નિર્ગુણોપાસના પરથી હ. મહમદે (સલ) પોતાનો એકેશ્વરી ધર્મ નિર્માણ કર્યો. "હું જૂનું ધર્મશાસ્ત્ર રદ કરવા આવ્યો નથી પણ તેને પૂર્ણતાએ પહોંચાડવા આવ્યો છું" આ ઈશુના મનનીય વાક્યનું રહસ્ય આથી ધ્યાનમાં આવશે.

બારીકાઈથી જોઈએ તો અવતારી પુરુષના જન્મકાર્યને મદદ કરવા માટે તેના જન્મ પૂર્વે અને જન્મના અરસામાં નવા ધર્મ સ્થાપવાના પ્રયત્નો ચાલેલા દેખાઈ આવે છે. ઈશુનો અવતાર થવાના અરસામાં વિરક્તવૃત્તિનો યોહાન જોર્ડન નદીના કાંઠે સંચાર કરી લોકોની મનોભૂમિકા શુદ્ધ કરવા પ્રયત્નો કરતો હતો. બુદ્ધના ચરિત્રમાં પણ એ જ દેખાઈ આવશે. આલારકાલામ, ઉદ્રક તેમજ પાંચ ભિક્ષુઓ વગેરે સાધક અવસ્થાના બુદ્ધના ગુરુઓ જે ઉપદેશ અને ધર્માચરણ કરતા, તેનું સ્વરૂપ આગામી બૌદ્ધ ધર્મ સાથે કેટલું બધું મળતું છે! એવી રીતે નવીન ધર્મ નિર્માણ થવા પૂર્વે તે ધર્મની ઝાંખી કલ્પના ધરાવનાર ધાર્મિક લોકો હમેશાં જડી આવે છે. તેઓ અવતારી પુરુષના આગમનનો શુભ સંદેશ આપનારા અગ્રદૂતો જ કહેવાય. તેઓ તેના માર્ગમાંની અડચણો દૂર કરી તેના સ્વાગતની તૈયારી કરી રાખે છે, અને છેવટે જ્યારે તે પ્રગટ થાય ત્યારે તેના ધ્વજ નીચે તેઓ આવે છે.

અહીં સુધી અવતારની કલ્પના, તેનો હેતુ, તેનો સંભવ, તેનો ક્રાન્તિવાદ, અવતારના જન્મકાળની પરિસ્થિતિ અને ક્રાન્તિ શરૂ થવા પૂર્વેનાં લક્ષણોનું વિવેચન થયું. આ ઉપરથી એમ જણાઈ આવશે કે એવા મહાપુરુષનો જન્મ થવો એ સૃષ્ટિનિયમના અને ઈશ્વરી યોજનામાંની એક આવશ્યક વાત છે. અવતારનું સ્વરૂપ લોકો જાણે અને તેનું કામ સહેલું થાય એવી ગોઠવણ પોતાની મેળે જ થતી રહે છે. આટલી સગવડ હોવા છતાં અવતારી પુરુષને સહેલાઈથી યશ

પ્રાપ્ત થતો નથી જ. કારણ કે મનુષ્યરૂપ ધારણ કર્યા પછી પરમેશ્વરને પણ માણસની માફક અને મનુષ્યને માર્ગદર્શક થાય એવી રીતે વર્તવું પડે છે. શ્રી કૃષ્ણે કહ્યા પ્રમાણે અવતારી પુરુષનો જ માર્ગ બધા સ્વીકારે છે.* તેથી જ સાધન અને તપશ્ચર્યાથી અવતારી પુરુષ આત્મિક શ્રેષ્ટતા મેળવે છે, અને આત્મવિકાસનો પાઠ આપે છે.

આવી જાતના અવતારી પુરુષો યુગેયુગે નિર્માણ થયેલા છે. મનુષ્ય જાતના વિકાસ માટે તેઓ કેટલા સહાયરૂપ નિવડ્યા છે, તેનું વર્ણન કરવું શકય નથી. ડૉ. રવીન્દ્રનાથ કહે છેઃ "તેમણે ધર્મને રાક્ષસી વૃત્તિના કબજામાંથી છોડવી અખિલ માનવજાતિના અંતરમાં સ્થાપ્યો, તે એટલા માટે કે કેટલાક નક્કી થયેલા માણસો માટે નહિ પણ સમસ્ત માનવજાતનું કલ્યાણ થાય. તેમને થોડાક માણસોને અધ્યાત્મિક આનંદ આપવો નહોતો, પણ કુલ માનવજાતનો આત્મિક ઉદ્ધાર કરવો હતો. પરમપુરુષનો સંદેશો લઈ તેઓ પેદા થયા અને બધા દેશોને તેમણે ઉપદેશ કર્યો કે જે શાશ્વત અને દૈવી પરમપુરુષ છે, તેની સાથે જ એકતાન થવું એ જ મુક્તિનું રહસ્ય છે."×

એવાં જે 'સ્ફૂર્તિકિરણના સૂર્ય'–અવતારી પુરુષોનાં ચરિત્રો એ

* "मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः"—भ. गीता.

× "They rescued religion from the magic stronghold of demon force and brought it into the inner heart of humanity; into a fulfilment not confined to some exclusive good fortune of the individual, but to the welfare of all men. This was not for the spiritual ecstacy of lovely souls, but for the spiritual imancipation of all races. They came as the messangers of Man to men of all countries and spoke of the salvation that could only be reached by the perfecting of our relationship with Man the Eternal, Man the Divine"—Rabindranath Tagore.

બોલતોચાલતો ધર્મ જ છે. જ્યાં લેખિત ધર્મ કોઈ વાતનો નિર્ણય કરવા પાંગળો પડે છે, પ્રાપ્ત થયેલી પરિસ્થિતિમાં સારાનરસા કર્મનો નિર્ણય કરવો અશક્ય બને છે અને બુદ્ધિ અને વિવેકની વચ્ચે ખેંચાખેંચી થાય છે; ત્યારે અવતારી પુરુષ જ નિર્ણય કરે છે; અને તે જ આખરી નિર્ણય ગણાય છે. કારણ કે તેનાં વચન એ પરમેશ્વરી સંદેશો જ છે. વિભૂતી ધરાવનાર, મહાન પુણ્યશાળી પુરુષોનાં આવાં ચરિત્રોને આપણે પ્રથમ નિહાળીશું.

# શ્રી કૃષ્ણ

## [ ૧ ]

પાંચ હજાર વર્ષ પૂર્વેની વાત છે. ભારતવર્ષ મહત્તાના પરમ શિખર પર બિરાજતો હતો. હરીભરી સુંદર સરિતાઓને તીરે શહેરો વસેલાં હતાં. જમીન અત્યંત ફલદ્રૂપ હતી. ધનધાન્યના ભંડારો સદાય છલકાયેલા રહેતા ! ઋષિઓ રાજકાજ ચલાવતા, રાજાઓ રક્ષણ કરતા, બ્રાહ્મણો વિદ્યાધ્યયન કરાવતા ને વૈશ્ય સર્વ સંપત્તિના મૂળ વેપારને જાળવતો.

આ વેળા શૂરસેન દેશમાં ઉગ્રસેન નામે વૃદ્ધ, દયાળુ, ધર્મનિષ્ઠ રાજા રાજ્ય કરતો હતો. શૂરસેન દેશ એટલે સમૃદ્ધિનો ભંડાર. તેની રાજધાની મથુરાં. મથુરાંને ફરતી પવિત્ર યમુના નદી વહેતી હતી. આ રમણીય દેશનો રાજ્યકારભાર ઉગ્રસેન ઘણી જ સુખશાન્તિથી ચલાવતો હતો, પણ તેનો પુત્ર કંસ તેની સામે થયો. પિતાને કેદમાં નાંખી પોતે રાજગાદી પચાવી પડ્યો.

આ વેળા મગધનું સામ્રાજ્ય બહુ બળવાન ગણાતું. એના રાજા જરાસંધની બધે હાક વાગતી. રાજા જરાસંધે પોતાની પુત્રી રાજા

કંસને આપી હતી. આવા બળવાન રાજાની પોતાને પીઠ મળવાથી કંસ સત્તાના મદમાં ભાન ભૂલી ગયો હતો. પોતાના પિતાને કેદમાં નાખીને જ કંસ થોભ્યો નહિ, પોતાનાં જેટલાં સગાંવહાલાં હતાં, તેમને પણ ત્રાસ આપવો શરૂ કર્યો. માણસે એક વખત કોઈ ભયંકર કૃત્ય કર્યું કે, તેનું મન વહેમી, ભયભીત અને અસ્વસ્થ થાય છે. પોતે કરેલા પાપની ભુતાવળ તેને જ્યાં ને ત્યાં દેખાય છે. કંસને પણ એમજ થયું. તેની પિત્રાઈ બહેન દેવકીને વસુદેવ નામના યાદવ સાથે પરણાવેલી. આ વસુદેવ–દેવકી ઉગ્રસેનના પક્ષનાં છે એમ કંસે માની લીધું. તેજ વખતે કોઈ મુનિ તરફથી તેને ખબર મળી કે દેવકીનું આઠમું સંતાન તે વિષ્ણુ અવતાર હોઈ તેને હાથે પોતાનો વધ થવાનો છે. પછી શું પૂછવું? કંસ વસુદેવ–દેવકીને શત્રુ ગણવા લાગ્યો. તેણે બંનેને કેદમાં પૂર્યાં. અને દેવકીને સંતાન થાય કે તરત જ તેને પત્થર પર પછાડી મારી નાંખવું એવો ક્રમ આરંભ્યો. એ પ્રમાણે તેણે તેનાં સાત સંતાન મારી નાંખ્યાં.

રાજા કંસના જુલમે હવે માઝા મૂકી હતી. નિર્દોષ માણસો પર જુલમ થતા હતા. આ જુલમનો અંત લાવવા આગેવાન માણસો તૈયાર થયા, ને ગમે તે કુરબાની આપીને પણ દેવકીના આઠમા પુત્રને બચાવવો એવો ગુપ્ત નિર્ણય કરવામાં આવ્યો.

મથુરાં માથે શ્રાવણ માસની અંધારી રાત જામી હતી. આઠમે મહિને દેવકીએ એક પુત્રરત્નનો જન્મ આપ્યો. આ પુત્ર તે જ ત્રિલોકવિજયી શ્રી કૃષ્ણ. બાળકને બચાવવાની સર્વ યોજના તૈયાર હતી. ભયંકર કારાગૃહના સદા બંધ રહેતા દરવાજા ઉઘડી ગયા. સદા સાવધ રહેતા સૈનિકો આજે ઝોલે ચઢી ગયા, ને વસુદેવ એક ટોપલામાં નવજાત બાળકને લઈને ચાલી નીકળ્યા. વચમાં બે કાંઠે ભરપૂર વહેતી યમુના રાણી મળી. સાહસશૂર વસુદેવે કંઈ પણ પરવા કર્યા વગર એમાં ઝંપલાવ્યું. પાણી વધતાં ચાલ્યાં, હવે શું થશે? પણ અચાનક જાણે જળદેવતાએ પણ સમય પારખ્યો. પાણી ભીતરી

ગયાં, એણે માર્ગ આપ્યો. વસુદેવ યમુનાને પેલે પાર ગોકુળના ગોપ–નાયક નંદને ત્યાં પહોંચી ગયા.

ગોકુળમાં પણ સંપૂર્ણ તૈયારી હતી. એક જુલમગાર સામે રાંકડી પ્રજા જ્યારે તૈયાર થાય છે, ત્યારે કોઈ વાતની કમીના રહેતી નથી. દૂધ–દહીં વેચનારાં ને ગાયોનાં ગોકુળોને સાચવી જાણનારાઓએ આજે રાજકીય મંત્રણામાં ભાગ લીધો હતો. ગોકુળ–પતિ નંદ તૈયાર હતા. પણ બાળકના બદલે બાળક જોઈએ એનું શું ? અને તે બાળક પણ એક નરરાક્ષસના હાથે બલિ થવા માટે !

મહાશય નંદની નજર પોતાની પત્ની યશોદાની નવજાત બાળકી પર પડી. યશોદા પણ નંદની નજરમાં રહેલ અર્થ સમજી ગઈ. એણે પોતાની બાળકી વસુદેવના હાથમાં સોંપીને નવજાત બાળકને ગોદમાં લીધો. વસુદેવ પાછા ફર્યા. આ શહાદતના ઇતિહાસ પર હજી સૂરજનાં અજવાળાં નહોતાં પથરાયાં. ભરભાંખળું થતાં પહેલાં વસુદેવ કારાગૃહના દરવાજામાં પ્રવેશી ગયા.

બાળકીના રુદનનો અવાજ સાંભળી સૈનિકોએ રાજા કંસને ખબર આપી. પોતાના વેરીને હણવા કંસ ગમે તે પળે તૈયાર હતો. એ ધસમસતો કારાગૃહમાં આવ્યો. દેવકીની ગોદમાં લપાયેલ બાળકીને ઉપાડી એક ક્ષણના પણ વિલંબ વિના શિલા પર પછાડી મારી નાખી. આ વખતે આકાશવાણી થઈ:

"અરે દુષ્ટ, જે વખતે તારો શત્રુ તારો વધ કરશે તે વખતે હું તારું લોહી પીશ." આ સાભળી કંસ ભયભીત થયો. તેને લાગ્યું કે તેની અંદર પેઠેલો પાપનો પ્રેત કદાચ આ રીતે પોતાને ડરાવતો હશે. પછી તેણે વસુદેવદેવકીને કેદમાંથી છોડી મૂક્યાં.

અહીં ગોવર્ધન પર્વતની તળેટીમાં વસેલા ગોકુળમાં શ્રી કૃષ્ણ મોટા થવા લાગ્યા. વસુદેવની બીજી પત્ની રોહિણીના પુત્ર રામ પણ શ્રી કૃષ્ણની સાથે જ રહેતા હતા. નંદ અને યશોદા આંખની કીકી પ્રમાણે આ બેઉ બાળકોને સંભાળતાં હતાં.

આ બે નયનસુંદર બાળકોથી ગોકુળ જાણે ભૂલોકનું સ્વર્ગ બન્યું હતું. લતાથી વીંટાએલાં મોટાં મોટાં વૃક્ષો, ઉનાળામાં પણ ન સૂકાતી નદીઓ, લીલાંછમ બીડો, તેના ઉપર ઉગેલાં અસંખ્ય રંગબેરંગી ફૂલો અને વચ્ચે વચ્ચે વહેતા સુગંધિત પવનથી તે પ્રદેશમાં કેવળ આનંદ જ ભરાઈ રહ્યો હોય એમ લાગતું. નીરોગી, આનંદી, સુંદર એવી ગોપીઓ ગીત ગાતી કામ કરતી દેખાતી. મયૂરો ઠેરઠેર કેકારવ કરતા કરતા કલા કરી રહ્યા હતા. કોઈ ઠેકાણે વલોણું ચાલતાં તો કોઈ ઠેકાણે ઘી તવાતું. ગાય–ભેંસોના અવાજથી, તેમના ગળામાંની ઘંટડીઓના મંજુલ રવથી અને ગોવાળોની બૂમોથી તે પ્રદેશ હંમેશ ગાજી રહેતો. એવા એ મનહર પ્રદેશમાં નિષ્પાપ, ઉદ્યોગી, આનંદી, શૂરા, સાદા ગોવાળોમાં શ્રી કૃષ્ણના દિવસો ઘણા આનંદમાં જવા લાગ્યા. તેઓ નંદના લાડકવાયા હતા. સાથે સાથે સુંદર, બટકબોલા ને ચાલાક એવા હતા કે શત્રુને પણ હેત આવે. શ્રી કૃષ્ણની બાળલીલા ગોપીઓને સતાવી મૂકતી. શ્રી કૃષ્ણ કોઈવાર કોઈનું દહીં દૂધ ચોરીને ખાઈ જતા તો કોઈ દિવસ ગોપીઓનાં બેડાં ફોડી નાખતા. ગોપીઓ માતા યશોદા પાસે ફરિયાદ કરવા આવે ત્યારે શ્રી કૃષ્ણ નાસી જતા. એક દિવસ યશોદાએ તેમને પથ્થરના ખાણીઆ સાથે બાંધ્યા, તો ખાણીઆ સાથે નાસી જવા લાગ્યા. પછી યશોદાએ ગભરાઈ તેમને છોડી મૂક્યા. એક વખત કંઈક ચોરીને ખાધાનો આરોપ મૂકાયો ત્યારે "આ જો મારા મોંમાં કશુંએ નથી" એમ કહી શ્રી કૃષ્ણે યશોદા સામે મોં ઉઘાડયું, ત્યારે અંદર વિશ્વસ્વરૂપ જોઈ તે બહુ જ ગભરાઈ ગયાં. એવી અનેક લીલાઓથી શ્રી કૃષ્ણે ગોકુળને ઘેલું બનાવી મૂક્યું.

રાજા કંસના કુશળ ગુપ્તચરોની પાસે ગોકુળનાં આ બાળકોની વાતો આવી હતી. તેમણે મહારાજ કંસને ખબર આપી કે માનો કે ન માનો પણ વસુદેવ–દેવકીને આટલા કડક બંદોબસ્તમાં રાખ્યા છતાં પોતાનો દુશ્મન હાથમાંથી છટકી ગયો છે, અને હવે તે સારી રીતે ગોકુળમાં મોટો થવા લાગ્યો છે. જ્યારે કંસે આ વાત જાણી ત્યારે

તે મનમાં ખૂબ બળવા લાગ્યો. અનેક રૂપ ધારણ કરનાર માયાવી રાક્ષસો (મરુતો) તેણે ગોકુળમાં મોકલ્યા, અને તેમની પાસે શ્રી કૃષ્ણને મારી નાખવા પ્રયાસ કરાવ્યા. પણ વ્યર્થ! શ્રી કૃષ્ણે જ તે કપટીઓને યમસદન બતાવ્યું. પુતના નામની એક રાક્ષસી (વિષકન્યા ?) સાદી સ્ત્રીના વેશે યશોદા પાસે આવી અને મમતાનો ડોળ કરી શ્રી કૃષ્ણને સ્તનપાન કરાવવા લાગી. પોતાના ઝેરી દૂધથી શ્રી કૃષ્ણને મારી નાખવાનો તેનો હેતુ હતો, પણ આ કપટ જાણી જઈ શ્રી કૃષ્ણે તેને એટલી બધી ચૂસી કે થોડીવારમાં જ તે મરી જઈ નીચે પડી. એના વિષની તો શ્રી કૃષ્ણ પર કંઈ જ અસર ન થઈ. એકવાર ગાંડાના રૂપે આવેલા રાક્ષસનો પણ તેણે એવી જ રીતે નાશ કર્યો. એવા અનેક પ્રયત્નો નિષ્ફળ નીવડયા એટલે હવે એ છોકરાને કેમ ઠેકાણે પાડવો તેની કંસને મોટી ચિંતા થઈ.

જરા મોટા થયા પછી શ્રી કૃષ્ણ ગોપાળો સાથે ગાયો ચારવા જવા લાગ્યા. આ વખતનું તેમનું જીવન કેવળ વિવિધતાથી ભરેલું હતું. મલ્લવિદ્યા શીખવી અને વનવગડામાં ખૂબ મઝા કરવી એટલો જ તેમનો ઉદ્યોગ હતો. આખું શરીર જુદાજુદા રંગોનાં ફૂલપાંદડાંથી સુશોભિત કરવું, મયૂરપિચ્છના મુગટો પહેરવા અને આનંદથી નાચવું એ ગોપાલોની પ્રિય રમત હતી. તેઓ માંકડાઓના ચાળા પાડતા, મોરના નાચની નકલ કરતા અને બૂમો મારતા વગડામાં ફરતા. હિંસક પશુઓ સાથે લડવાનો પ્રસંગ આવે તો ઉપયોગી થાય એવાં હથિઆર તેમની પાસે રહેતાં. દૂરના લોકોને ઈશારો આપવા શંખ અગર શિંગડું તેઓ પાસે રાખતા. કોઈકોઈ વાર પોતાની મનોહર મોરલી બજાવી બધાં ચરાચરોને શ્રી કૃષ્ણ ડોલાવી મૂકતા.

પોતાની વહાલસોયી યમુનામૈયા. એ જ યમુના નદીમાં એક ઊંડો ધરો હતો. તેમાં એક ઝેરી સાપ રહેતો હતો. તેના શ્વાસોશ્વાસથી યમુના નદીનું પાણી જ નહિ પણ આજુબાજુનું વાતાવરણ સુદ્ધાં દૂષિત થયું હતું. કોઈ ગોપબાળ ત્યાં જવાની હિંમત ન કરતો ને ગોપલોકોનાં

પ્રાણુસમ પ્રિય કોઈ જાનવર ભૂલથી તે ધરામાં જાય કે તેનું મોત આવ્યું એમ જ સમજવું. આકાશમાંથી જતાં પંખીઓ પણ આ ધરા ઉપરથી જાય તો ટપોટપ મરીને પડતાં. લોકોને ત્રાસદાયક થએલા આ કાળસર્પનો અંત લાવવાનો શ્રી કૃષ્ણે નિશ્ચય કર્યો. તે સાથીઓની નજર ચૂકવી કાલિયાધરામાં પેઠા. તોપણ તે વાત ફેલાઇ ગઈ. પછી લોકોના શોકનું શું પૂછવું ? સર્વ ગોકુળનો પ્રાણ થઈ રહેલ શ્રી કૃષ્ણ હાથે કરીને મૃત્યુના મોંમાં પેઠા. હવે તે શાના પાછા આવે ? આ ભયંકર વિચારથી બધા લોકો રડવા લાગ્યા. નંદ–યશોદા સહિત બધા લોકો યમુનાતીરે આવ્યા. મા યશોદાને શોકથી મૂર્ચ્છા આવી. શ્રી કૃષ્ણ પર અસામાન્ય વહાલ રાખનાર ગોપી રાધા વ્યાકુળ બની બેઠી. પણ થોડીવારમાં જ બધાંની ફિકર દૂર થઈ. સર્પને મારી નાંખી વિજયના આનંદથી શ્રી કૃષ્ણ પાણી ઉપર આવ્યા. તે વખતે ગોકુળના પ્રેમાળજનોને કેટલો આનંદ થયો હશે ?

થોડા દિવસ પછી ગોકુળના લોકોએ ઇંદ્રપૂજાની તૈયારીઓ ચલાવી. શ્રી કૃષ્ણે પૂછયું: " તમે ઇંદ્રની પૂજા શા માટે કરો છો ? "

ગોવાળોએ કહ્યું: " તે વરસાદ વરસાવી અમારું કલ્યાણ કરે છે માટે. "

આ સાંભળી શ્રી કૃષ્ણે કહ્યું: " આ તમારું કહેવું ભૂલભરેલું છે. અન્ન એકનું ખાવું અને સેવા બીજાની કરવા જેવું આ છે. ખરી રીતે તમારે ગોવર્ધન પર્વતની અને ગાયમાતાની પૂજા કરવી જોઈએ. કારણકે ગોવર્ધન પર્વત વાદળાંને આકર્ષી તમારા પર વરસાદ વરસવો છે અને આજુબાજુના પ્રદેશોમાં ખૂબ ધાન્ય પકવે છે. એવી જ રીતે આપણે આપણી ગોમાતાઓનું પણ પૂજન કરવું જોઈએ. કારણકે દૂધ–દહીં આપી આપણને પુષ્ટ કરે છે, ને ખેતીકામમાં મદદ આપે છે."

બધાઓને શ્રી કૃષ્ણનું કહેવું પસંદ પડયું. પૂજાની તૈયાર કરેલી સામગ્રી લઈ બધા ગોવાળો ગોવર્ધન પર્વતની તળેટીએ ગયા અને ત્યાં ગોવર્ધનની અને ગાયની પૂજા આરંભી. આ જોઈ ઇન્દ્ર ગુસ્સે

થયો. આ સાથે તેણે એવો વરસાદ વરસાવ્યો કે ગોવાળો ભયભીત થઈ ગયા. તેમને બધી માલમિલકત ધોવાઈ જશે એવી બીક લાગી. “ કૃષ્ણ, હવે અમારો રક્ષણકર્તા તું જ છે ” એવી તેમણે બૂમો મારી. શ્રી કૃષ્ણે તેમને ધીરજ આપી. અને આખો ગોવર્ધન પર્વત તળિયા સાથે ઉપાડી ગોકુળ પર ધર્યો. તેથી માણસો, પશુપક્ષીઓ, ખેતીવાડી આ બધાને સારો આશરો મળી તેમનું રક્ષણ થયું. ઇન્દ્રે સતત સાત દિવસ સુધી વૃષ્ટિ ચલાવી, પણ ગોકુળમાં તલમાત્ર પણ નુકસાન થયું નહિ. છેવટે થાકીને ઇન્દ્ર શ્રી કૃષ્ણને શરણે આવ્યો. શ્રી કૃષ્ણ એ જ વિષ્ણુનો અવતાર છે, એમાં કાંઈ શંકા રહી નહિ.

આ અને આવા જ બીજા ચમત્કારોની જેમ જેમ કંસને ખબર પડતી ગઈ તેમ તેમ તેની બીક વધવા લાગી. રાજા કંસ ઇંદ્રનો ઉપાસક હતો. રાજપૂજા પણ ઇંદ્રને નામે થતી. આ છોકરાએ એક નવો જ પંથ પ્રસાર્યો. વાતવાતમાં ગોપલોકો હવે યજ્ઞ માટે પશુ આપવાની ના કહેવા લાગ્યા. ગરીબ ગાય જેવી પ્રજા શીંગડું ઊંચકતાં શીખી ગઈ. કંસને નક્કી લાગ્યું કે બળવાન ગોવાળનો આ છોકરો કોઈ વખત આપણી સારીપેઠે ખબર લેશે. હવે એ કાંટો સદાને માટે માર્ગમાંથી દૂર કરી નાંખવો એમ તેણે નક્કી કર્યું. તેણે મથુરામાં એક સુંદર મોટો મંડપ બાંધ્યો. તેમાં વચ્ચે યુદ્ધ માટે અખાડો તૈયાર કર્યો, ને પોતાના વિખ્યાત મલ્લોને નોતર્યા. મલ્લવિદ્યાના ઉત્સવમાં ભાગ લેવા દેશદેશના જુવાનોને પણ નોતર્યા. આ નિમંત્રણમાં ગોકુળખાતે નંદ–કુમાર શ્રી કૃષ્ણ અને બલરામને ખાસ આગ્રહપૂર્વક તેડું હતું; અને શાહી રથ અને અક્રૂર નામનો કર્મચારી તેડવા માટે પણ આવ્યો હતો.

ગોરજનો સમય હતો. ગાય–ભેંસોનાં ટોળાં વગડામાંથી ઘેર આવ્યાં હતાં. દોહવાની ધમાલ શરૂ થઈ હતી, એટલામાં રથનો ખણખણાટ સંભળાયો. “ અરે, નંદનો પુત્ર કૃષ્ણ કયાં રહે છે ? ” તે આખા ગોકુળમાં ફરવા લાગ્યો. છેવટે એક ઠેકાણે ગાય દહોતી

શ્રી કૃષ્ણની એક સુંદર મૂર્તિ તેની નજરે પડી. અક્રૂરને પ્રેમનો ઉભરો આવ્યો, અને રથમાંથી કૂદકો મારી દોડતો જઈ શ્રી કૃષ્ણને ભેટી પડયો.

ક્ષેમકુશળનો પ્રશ્ન થયા પછી અક્રૂરે નંદ–યશોદાને પોતાનો હેતુ કહ્યો, અને તેમણે સ્પષ્ટ કહ્યું કે જો કંસનો નાશ કરવામાં આવશે તો યાદવો શ્રી કૃષ્ણના પક્ષમાં રહેશે. આ સાંભળી બધાંનાં હૈયાં શોકથી આકૂળવ્યાકૂળ થઈ ગયાં. આ શ્યામસુંદર મૂર્તિને કંસ પાસે મોકલવી એટલે પોતાને હાથે તેને મૃત્યુના મુખમાં ધકેલવા જેવું! આવી વાત માટે કોણ તૈયાર થાય? પણ કંસે બોલાવ્યા પછી ન જવું તે તો કાયરતા જેવું લાગે. યશોદાને આખી રાત ઊંઘ આવી નહિ. ગોકુળના લોકો અસ્વસ્થ હતા. શ્રી કૃષ્ણને મથુરા મોકલવા કોઈએ સંમતિ આપી નહિ.

પણ આ તો શૂરાઓનું તેડું. આજે એ મથુરાની મલ્લકુસ્તીમાં ભાગ ન લેવાય તો પોતાની વીરતામાં ધૂળ પડે. શ્રી કૃષ્ણે બધાને સમજાવ્યાં, માતા–પિતાના અને વૃદ્ધજનોના આશીર્વાદ લીધા અને બલરામ સાથે મથુરા જવા નીકળ્યા. આખું ગોકુળ તેમને વળાવવા આવ્યું. સ્ત્રી–બાળકોની આંખોમાંથી આંસું વહેતાં હતાં. શ્રી કૃષ્ણે બધાઓનું સાંત્વન કર્યું અને વિજય મેળવી વહેલો પાછો આવીશ એમ આશ્વાસન આપ્યું.

મથુરામાં પહોંચતાં જ શ્રી કૃષ્ણ અને બલરામે સુંદર વસ્ત્રો પહેર્યાં: કંસની દાસી કુબ્જા ચંદન લઈ જતી હતી, તેની પાસેથી તેમણે ચંદન લીધું અને મંડપ તરફ ચાલવા લાગ્યા. એ જુવાન, તેજસ્વી, સુંદર, મહાપરાક્રમી ભાઈઓને જોવા માટે મથુરાવાસીઓનાં ટોળેટોળાં ઉભરાતાં હતાં.

પ્રથમથી જ એકદમ કંસે એક મસ્ત હાથી રામ તથા કૃષ્ણ ઉપર છોડયો, પણ બંને જણે ક્ષણવારમાં જ તેને પૂરો કર્યો; આથી કંસને ભયંકર આઘાત થયો. પછી મુષ્ટિક અને ચાણૂર નામના બે જબરા પહેલવાનોને રામ તથા કૃષ્ણ પર હુમલો કરવા કંસે ઇસારત કરી.

રામ–કૃષ્ણ સાવધ હતા જ. આ બે જોડીનું જબરું યુદ્ધ શરૂ થયું. પહાડ જેવા બે પહેલવાનો સાથે આ બે કુમારોએ દાવપેચ આરંભ્યા અને જોતજોતામાં પહેલવાનોને પણ ચિત કરી દીધા. ભેગા થએલા લોકોએ વાહ! વાહ! ધન્ય! ધન્ય! એમ કહી કુંવરોને ધન્યવાદ આપ્યા. ચાણુરને પરાસ્ત કરી શ્રી કૃષ્ણે ભૂજ ઠોકતાં જ કંસનો જીવ ઠેકાણે રહ્યો નહિ. બીક, દુઃખ, સંતાપ, આવેશ વગેરે વિકારોની તેના મનમાં ધાંધલ મચી રહી. શરીર ઉપર લોહીના ડાઘા અને મોં પર વિજય–આનંદ ફેલાએલો એવા શ્રી કૃષ્ણ સૂર્ય જેવા તેજસ્વી દેખાવા લાગ્યા. તે ચિત્તા પેઠે કંસ ઉપર દોડી ગયા અને કંસના વાળ પકડી તેને જમીન ઉપર પછાડયો. પડતાંની સાથે જ કંસ પંચત્વ પામી ગયો. શ્રી કૃષ્ણ ને બલરામે સભામાં સિંહનાદ કર્યો. આ જુલમગારથી છૂટવા માટે પ્રજા રાજી જ હતી. સહુએ જયજયનાદથી શ્રી કૃષ્ણને વધાવી લીધા.

આ પછી પોતાને જન્મ આપનાર માતાપિતા વસુદેવ–દેવકીને શ્રી કૃષ્ણ ઘણા પ્રેમભાવથી ભેટયા. કંસનો વૃદ્ધ, નીતિમાન, દુઃખી પિતા ઉગ્રસેન શ્રી કૃષ્ણને ભેટવા આવ્યો. તેણે પ્રેમપૂર્વક આલિંગન કરીને કહ્યું: “હવે મથુરાનો રાજમુગટ તારા શિર ઉપર ધારણ કર; હું વનમાં જાઉં છું.”

પણ શ્રી કૃષ્ણે જવાબ આપ્યો, “મહારાજ, આપના દુષ્ટ પુત્રનો મેં વધ કર્યો તે ફક્ત દુનિયામાંથી પાપ ઓછાં કરવા માટે જ. રાજમુગટના લોભથી મેં આ કર્મ કર્યું નથી.” પછી શ્રી કૃષ્ણે ઉગ્રસેનને મથુરાની ગાદીએ બેસાડયા અને પોતે મોટાભાઈ સાથે અધ્યયન કરવા માટે ઉજ્જયંનીમાં આવેલા સાંદીપનિ મુનિના આશ્રમમાં ચાલ્યા ગયા.

મહર્ષિ સાંદીપનિના આશ્રમમાં શ્રી કૃષ્ણે નિષ્ઠાપૂર્વક અધ્યયન શરૂ કર્યું. એક વખત ગુરુદેવ ઘેર નહોતા. ગુરુપત્નીએ ઘરમાં લાકડાં નથી એમ કહ્યું. તરત જ શ્રી કૃષ્ણ પોતાના મિત્ર સુદામા અને ભાઈ બલરામ સાથે લાકડાં કાપવા જંગલમાં ગયા. થોડીવાર પછી તેઓ માથે લાકડાના ભારા લઈને આવ્યા. તે જ વખતે ગુરુદેવ પણ બહારથી

ઘેર આવ્યા. આવા રાજપુત્રો પાસે આ કામ કરાવવું તેમને ઉચિત ન લાગ્યું અને આ માટે ગૃહિણીને ઠપકો આપવા લાગ્યા. પણ શ્રી કૃષ્ણે તેમને કહ્યું, "ગુરુદેવ! આપ દુખી કેમ થાઓ છો ? ગુરુપત્નીએ અમને આપની સેવા બજાવવાની તક આપી તે બદલ ખરેખર જ મને આનંદ થાય છે." આવી રીતે નમ્રતાથી હળીમળી શ્રી કૃષ્ણે વિદ્યાભ્યાસ પૂરો કરો. વિદ્યાભ્યાસ પૂરો કરી તે પાછા મથુરા આવ્યા.

કંસવધથી હાહાકાર તો થઈ રહ્યો હતો, ત્યાં શ્રી કૃષ્ણના મથુરામાં આવવાના સમાચારથી રાજા કંસના સ્નેહી રાજાઓ ખૂબ ક્રોધે ભરાયા. કંસનો સસરો સમ્રાટ જરાસંઘ તેમજ તેના મિત્રો શિશુપાલ, રૂકમી, વગેરે બલાઢય રાજાઓએ મથુરા પર ચડાઈ કરી. મુઠ્ઠીભર યાદવોને હઠાવતાં કેટલી વાર લાગવાની ? એમ કહી તેઓ પોતાનું પ્રચંડ સૈન્ય પાછળ મૂકી ચુનંદા સૈન્ય સાથે આવ્યા, પણ યુદ્ધકળા–કુશળ શ્રી કૃષ્ણે તેમને બરાબર હાથ બતાવ્યો. અઠ્ઠાવીસ દિવસનું ઘોર યુદ્ધ ચાલ્યું. જરાસંઘના સૈનિકો ત્રાસી ગયા. છેવટે તેઓ પાછા હઠયા.

પણ એકવાર છંછેડાએલો સાપ સ્વસ્થ થોડો જ બેસવાનો છે ? એ ગમે ત્યારે ડંખ મારવાનો જ. પરાભવથી ચીડાઈ ગયેલો જરાસંઘ પોતાનું પ્રચંડ લશ્કર લઈ ફરી ચડી આવ્યો. આ વખતે પણ પોતે જરાસંઘને નસાડી મૂકશે એવી શ્રી કૃષ્ણને ખાત્રી હતી જ, પણ તેમ કરવામાં સુંદર મથુરાનો અને નિર્દોષ પ્રજાજનોનો ઘાણ નીકળી જશે તેની તેમને જાણ હતી. જરાસંઘે યુદ્ધ શરૂ કર્યું, તે કંઈ મથુરાવાસીઓની ઉપરના રોષને લીધે નહોતું. તેના ખરા શત્રુ શ્રી કૃષ્ણ હતા. તેથી શ્રી કૃષ્ણે વિચાર કર્યો કે પોતે જ મથુરા છોડી દૂર ચાલ્યા જવું. ત્યાં શત્રુ ભેગા થાય તો જોઈ લેવાશે, પણ પોતાના કારણે આખી મથુરાનો વિનાશ થવો જોઈએ નહિ. એટલે પુખ્ત વિચાર કરી તેઓ બલરામ સાથે મથુરા છોડી ગયા.

રસ્તે જતાં શ્રી કૃષ્ણને એક વૃદ્ધ તેજસ્વી ઋષિ નજરે પડયા. તે મહાવિક્રમશાળી પરશુરામ હતા. તેમના બતાવ્યા પ્રમાણે શ્રી કૃષ્ણ

ગોમંત પર્વત પર રહેવા ગયા. આ પર્વત એટલે રમણીયતાનું આગાર ! નીલમણિથી મઢેલા શિખરો, રત્નજડિત ગુફાઓ, લીલીછમ તળેટી, સ્ફટિક જેવા વહેતા નિર્મળ ઝરાઓ, જુદા જુદા રંગનાં કમળો, મધુર શબ્દ બોલનાર પક્ષીઓ ! આને લીધે તે પર્વત નંદનવન જેવો શોભતો હતો. આ પર્વત ઉપર રામ-કૃષ્ણ ખૂબ આનંદથી રહેવા લાગ્યા.

પણ તેમના આ રહેઠાણની શત્રુઓને ખબર પડી. જરાસંધે પોતાનો મોરચો ગોમંત પર્વત પર વાળ્યો. આખા પર્વતની આજુબાજુ સૂકું ઘાસ, અડૈયાં-છાણાં અને લાકડાના ઢગલા કરી સળગાવી દીધો. ગોમંત પર્વતને અગ્નિનું કુંડાળું થયું. હજારો પ્રાણીઓ બળીને તરફડવા લાગ્યાં. દરમાંથી નીકળેલા સર્પ ગુસ્સે થઈ ઉચ્છ્વાસ છોડવા લાગ્યા. વાઘસિંહો ગુફામાંથી ગર્જના કરતા બહાર નીકળ્યા અને ગભરાઈ જઈ અહીંતહીં દોડવા લાગ્યા. પર્વતની અંદર રહેલી ધાતુઓનો રસ બની જ્વાળામુખી પ્રમાણે જોરથી વહેવા લાગ્યો.

તો પણ રામકૃષ્ણ ડગ્યા નહિ. તેમણે પર્વતની આજુબાજુનું અગ્નિનું કુંડાળું તો ઓળંગ્યું જ પણ તેની બહાર જરાસંધનું જે લશ્કર ઘેરો ઘાલી પડયું હતું, તેની પણ તેમણે બહાદુરીથી ખબર લઈ નસાડી મૂક્યું. અને તેઓ ઠેઠ મથુરા આવ્યા. જરાસંધે રામકૃષ્ણ ઉપર સ્વારી કરી, તેથી મથુરાવાસીઓ ફિકરમાં હતા. તેમને આ વીર ભાઈઓની જોડી જોઈ કેટલો આનંદ થયો હશે ? રામકૃષ્ણ વિજયી થઈ મથુરા પાછા આવ્યા, તે બદલ મથુરામાં મોટો પ્રવેશોત્સવ ઉજવવામાં આવ્યો.

હવે શ્રી કૃષ્ણે જુવાનીમાં પ્રવેશ કર્યો હતો. કામદેવ જેવું સુંદર રૂપ અને તેના પર ઝળકતી વીરશ્રી ! શ્રી કૃષ્ણ કેવા સુંદર દેખાતા હશે, તેની કલ્પના જ કરવી રહી. આ જ વખતે વિદર્ભ દેશના રાજા ભીષ્મકની રૂપવતી કન્યા રૂકિમણી પરણવા લાયક થઇ હતી. તેના રૂપગુણની કીર્તિ આખા ભરતખંડમાં પ્રસરેલી હોઇ તેની સાથે લગ્ન કરવા મોટા મોટા રાજાઓ ઉત્સુક હતા. શ્રી કૃષ્ણનું પરાક્રમ, તેનું સૌન્દર્ય, મથુરાની

આદી ન સ્વીકારવામાં તેણે બતાવેલું નિઃસ્વાર્થીપણું વગેરે સર્વ વાતો રૂક્મિણીના કાને ગઈ હતી. તેણે લગ્ન કરવું તો આ જ પુરુષોત્તમ સાથે એવો નિશ્ચય કર્યો.

તે જ અરસામાં ભીષ્મક રાજાએ તેનો સ્વયંવર આદર્યો. પોતાને આમંત્રણ નહિ હોવા છતાં તરુણસહજ સાહસવૃત્તિથી શ્રી કૃષ્ણ કુંડિનપુર ગયા. ત્યાં મગધરાજ જરાસંધ, ચેદીરાજ શિશુપાલ વગેરે રાજાઓ એકઠા થયા હતા. રૂક્મિણીનો ભાઈ રૂકમી પણ તેમના જ પક્ષનો હતો. શ્રી કૃષ્ણ આવ્યાની વાત જાણતાં તે ખૂબ ગુસ્સે થયો. રાજાઓએ પણ આ વિલક્ષણ મૂર્તિ માટે ભય બતાવ્યો ને જો તે સ્વયંવરમંડપમાં આવવાનો હોય તો અમે અહીં પગલું પણ મૂકીશું નહિ, તેવી તેમણે બીક દેખાડી, તેમજ પોતાની વાતના સમર્થનમાં કહ્યું કે શ્રી કૃષ્ણ રાજા નથી તેમજ યુવરાજ પણ નથી, માટે સ્વયંવરમાં આવવાનો હક્ક તેને પહોંચતો જ નથી. વાત સાચી હતી. શ્રી કૃષ્ણ યુદ્ધવિજેતા હતા, પણ રાજકર્તા નહોતા. પ્રજાઓને જુલમમાંથી મુક્તિ અપાવવી એ એમનો ધર્મ. રાજલક્ષ્મીનો એમને લોભ નહોતો. આ વખતે ક્રથકૈશિક નામના સુજ્ઞ રાજાએ પોતાનું રાજ્ય શ્રી કૃષ્ણને અર્પણ કર્યું. પણ એટલાથી ચંડાળ-ચોકડીનું સમાધાન થયું નહિ. છેવટે આ તકરારમાં જ સ્વયંવર બંધ રહ્યો.

શ્રી કૃષ્ણ દ્વારકા તરફ પાછા ફર્યા. ત્યાં રસ્તામાં જ જરાસંધનો તેમને ભેટો થયો. જરાસંધના મિત્ર કાલયવને બીજી બાજુથી શ્રી કૃષ્ણ પર હુમલો કર્યો. આ વખતે પણ શ્રી કૃષ્ણે ઉત્તમ રણકૌશલ્ય બતાવ્યું. પોતાને માટે મથુરાનો નાશ ન થાય એટલા માટે તેમણે શત્રુને ભૂલ-થાપ આપી ગુજરાત તરફ પ્રયાણ કર્યું. અહીં સાગરતીરે રાજ સ્થાપી દ્વારકા શહેર વસાવ્યું. પછી શત્રુઓનો સામનો કરવા તે પાછા ફર્યા. તેમણે કાલયવનને યુક્તિથી મારી નાંખ્યો અને પછી તેના લશ્કરનો યુક્તિથી ઘાણ વાળ્યો. કાલયવને દેશદેશથી ઘણી સુંદર રાજકુમારીઓ લાવીને કેદ કરી રાખી હતી. શ્રી કૃષ્ણે તેમને મુક્તિ આપી. આ લડાઈમાં શ્રી કૃષ્ણને અખૂટ સંપત્તિ મળી. તે લઈ તે દ્વારકા ગયા અને

દેશદેશના કારીગરો બોલાવી થોડા જ વખતમાં તેમણે અત્યંત સુશોભીત શહેર બનાવ્યું.

દ્વારકામાં આવી જરા શાન્તિનો શ્વાસ લીધો ન લીધો ત્યાં શ્રી કૃષ્ણને કુમારી રૂકિમણી તરફથી ગુપ્તપત્રિકા મળી. તેમાં લખ્યું હતું કે "હે મદનમનોહર ! તમારાં શુરાતન અને સૌંદર્ય ઉપર મોહિત થઈ હું તમને મનથી વરી ચૂકી છું, પણ મારો ભાઇ મને શિશુપાલ સાથે પરણાવવા માગે છે. હે ત્રૈલોક્યનાથ ! તે પહેલાં તમે મારું હરણ કરી જાવ." આવું મીઠું સાહસ કયા પરાક્રમીને ન ગમે! ઘણા ઉત્સાહથી શ્રી કૃષ્ણ કુંડિનપુર ગયા અને સંકેત કર્યા પ્રમાણે તેમણે ત્યાંથી રૂકિમણીનું હરણ કર્યું. રસ્તામાં રૂકમી વગેરે રાજાઓએ તેમની પીઠ પકડી, પણ વ્યર્થ ! રૂકમીની પૂરેપૂરી હાર થઈ ને શ્રી કૃષ્ણના હાથમાં સપડાયો. રૂકિમણીની વિનંતાને માન આપી શ્રી કૃષ્ણે તેને જીવતદાન આપ્યું. પછી મોટી ધામધૂમથી તેમણે દ્વારકામાં પ્રવેશ કર્યો.

આગળ ઉપર શ્રી કૃષ્ણે ઘણા વિવાદ કર્યા. સત્રાજીત નામના યાદવ પાસેનો સ્યમંતકમણી શ્રી કૃષ્ણે ચોર્યો એવો આરોપ તેમના પર આવ્યો હતો. ખરી રીતે તે જાંબુવાન લઈ ગયો હતો. પોતાના પરનો આરોપ દૂર કરવા, શ્રી કૃષ્ણે જાંબુવાન સાથે ઘનઘોર યુદ્ધ કરી તેની પાસેથી મણી લાવી સત્રાજીતને પાછો આપ્યો. શ્રી કૃષ્ણના શૌર્યની ખાત્રી જાંબુવાનને થઈ અને તેનું નિષ્કલંક વર્તન સત્રાજીતે પૂર્ણ રીતે જાણ્યું. બંને જણાએ ખૂશ થઇ પોતાની પુત્રીઓ શ્રી કૃષ્ણ સાથે પરણાવી. તે વગર અનેક ગોપીઓ અને રાક્ષસોના ત્રાસમાંથી છોડાવી આણેલી સુંદર કુમારિકાઓ શ્રી કૃષ્ણને ભક્તિભાવે વરી.

આ પછી ધામધુમનો કાળ પૂર્ણ થયો, એમ કહેવાને હરકત નથી. એકાદ સુખી ગૃહસ્થ પ્રમાણે પોતાની સુંદર રાણીઓ સાથે શ્રી કૃષ્ણ આનંદથી કાળક્રમણા કરતા હતા. આ વખતે પંચાલના રાજા દ્રુપદ યજ્ઞસેનની પુત્રી કૃષ્ણાના સ્વયંવરમાં દ્રુપદરાજાના આમંત્રણથી

તેમને જવું પડયું. ત્યાં તેમના ફોઈના દીકરા પાંડવો જોડે મુલાકાત થઈ. આ પાંડવો કૌરવવંશના હતા.

કૌરવવંશની એક મોટી શાખા હસ્તિનાપુરમાં રાજ્ય કરતી હતી. તેમાં ધૃતરાષ્ટ્ર અને પાંડુ નામના બે ભાઇ હતા. ધૃતરાષ્ટ્ર મોટા પણ અંધ હતા. તેમને દુર્યોધન વગેરે ઘણા પુત્રો હતા. તે પોતાને કૌરવો કહેવરાવતા. અને પાંડુને પાંચ પુત્રો હતા તે પોતાને પાંડવ કહેવરાવતા. આ કૌરવ–પાંડવ વચ્ચે બરાબર બનતી નહોતી. પાંડવોએ રાજમાં પોતાનો ભાગ માગ્યો ત્યારે તેઓએ કહ્યું કે જમના પાર આવેલા કુરુક્ષેત્રના દક્ષિણાપથ પર આવેલા ભૂભાગને તેઓ વસાવી લે. આ જગા ખાંડવ વન તરીકે ઓળખાતી. આ ભાગમાં તેઓએ 'ઇંદ્રપ્રસ્થ' વસાવ્યું.

ખરેખર તેમની મુલાકાતથી શ્રી કૃષ્ણને પરમ આનંદ થયો. અર્જુને દ્રૌપદીનું પાણિગ્રહણ કર્યું અને પાંચ પાંડવોની તે પત્ની થઈ. બધા પાંડવો શ્રી કૃષ્ણને ગુરુ સમાન માનતા પણ અર્જુનને તેમની સાથે વિશેષ મિત્રચારી હતી. એક જ આત્માનાં તે બે સ્વરૂપ હતાં. દ્રૌપદીની પણ શ્રી કૃષ્ણ પર અત્યંત નિષ્ઠા હતી. અર્જુન સાથે પોતાનો સંબંધ વધારે દઢ કરવા માટે શ્રી કૃષ્ણે પોતાની બહેન સુભદ્રા તેને પરણાવી. પાંડવોએ ઇંદ્રપ્રસ્થમાં નવું રાજ્ય સ્થાપ્યું. તેમાં શ્રી કૃષ્ણે તેમને બહુ જ સહાય કરી; એટલું જ નહિ પણ ઐશ્વર્ય અને યુદ્ધમાં અદ્વિતીય ગણાતા શ્રી કૃષ્ણનું ઉત્તમ આયુષ્ય ફક્ત પાંડવોના હિત માટે તનતોડ મહેનત કરવામાં ગયું.

ઇંદ્રપ્રસ્થમાં રાજ્ય સ્થાપ્યા પછી યુધિષ્ઠિરને યજ્ઞ કરવાનો વિચાર થયો. આ કામમાં તેમણે શ્રી કૃષ્ણની સલાહ લીધી. ત્યારે શ્રી કૃષ્ણે કહ્યું: "તમારી કલ્પના મને પસંદ છે, પણ જાલીમોના જુલમનો નાશ ન થાય ત્યાં સુધી યજ્ઞનો અર્થ શો ? દુષ્ટ જરાસંધનો વધ કરી તેણે કેદ કરેલા કમનસીબ રાજાઓની રાજકન્યાઓનો છુટકારો કર્યા વગર રાજસૂય યજ્ઞને પૂર્ણતા કેમ મળે ?" આ વાત ધર્મને ગમી. તેમણે આ

કાર્ય માટે મહારથી ભીમ–અર્જુનને શ્રી કૃષ્ણને સ્વાધીન કર્યાં, અને જરાસંઘવધ કરી આવવા કહ્યું. તે પ્રમાણે તે ત્રણે જણા જરાસંઘ ઉપર હુમલો લઈ ગયા. ભીમ અને જરાસંઘનું મલ્લયુદ્ધ થયું. જરા રાક્ષસીથી પેદા થએલું તે પરાક્રમી રાક્ષસનું શરીર બે કકડાનું બનેલું હતું, તેથી ભીમે અનેકવાર ચીર્યો તો પણ માના વરદાનથી બેઉ ભાગ જોડાઈ જઈ તે પાછો જીવતો થતો. ત્યારે શ્રી કૃષ્ણે ઈશારો કરી બેઉ ભાગ વિરુદ્ધ દિશાઓમાં ફેંકવા કહ્યું. ભીમે તે પ્રમાણે કરતાં જ આખા ભરતખંડમાં કેર વર્તાવનાર તે ઘરડા રાજાનો અંત આવ્યો. આ વાતથી રાજમંડળમાં હાહાકાર વર્ત્યો. પૌંડ્રક, કાશીરાજ વગેરે રાજાઓ શ્રી કૃષ્ણ પર ચડાઇ લઈ આવ્યા. પણ શ્રી કૃષ્ણ આગળ હારી તેમને રણાંગણમાંથી નાસી જવું પડ્યું. આવી રીતે ઉન્મત્ત ક્ષત્રિયોને નરમ પાડી શ્રી કૃષ્ણ ભીમ, અર્જુન સાથે ઈન્દ્રપ્રસ્થ આવ્યા અને રાજસૂય યજ્ઞની મોટી ધામધૂમથી શરૂઆત થઈ.

રાજસૂય યજ્ઞમાં બધું જ અપૂર્વ હતું. મોટા મોટા રાજાઓએ કામ વહેંચી લીધાં હતાં. યાજ્ઞવલ્કય જેવા મહર્ષિ હોમહવનનું કામ કરતા. પિતામહ ભીષ્મ, દ્રોણાચાર્ય વગેરે કૌરવ પાંડવોના ગુરુઓ સલાહ આપતા હતા. બધું મોટા ઉત્સાહથી જ થયે જતું હતું, ત્યાં એક વાત બની. યજ્ઞમાં અગ્રપૂજા કોની કરવી એ પ્રશ્ન નીકળ્યો. ખરી રીતે પાંડવોના મનમાં શ્રી કૃષ્ણની અગ્રપૂજા કરવાનો વિચાર હતો. ધર્મે તે પ્રમાણે પોતાની ઇચ્છા જાહેર કરતાં કોઈએ કાંઈ વાંધો લીધો નહિ. ભીષ્મ, દ્રોણ જેવા માનનીય વૃદ્ધોએ અને વ્યાસ મહર્ષિએ પણ પરાક્રમ, લૌકિક વિદ્વત્તા, ઐશ્વર્ય એ બધી દૃષ્ટિએ શ્રી કૃષ્ણની જ અગ્રપૂજા થવી જોઈએ એમ યોગ્ય ધાર્યું. ત્યારે મોટા આસન પર બેસાડી ધર્મ તેમની પૂજા કરવા લાગ્યા. પણ શ્રી કૃષ્ણનું આ સન્માન ત્યાં આવેલા શિશુપાલ, શાલ્વ વગેરે રાજાઓને ગમ્યું નહિ. તેમાં શિશુપાલ તો બહુ જ ચીડાયો. ઉમરે મોટા એવા રાજાઓ અને મહર્ષિઓ અહીં હાજર છતાં એકાદ ગોવાળીઆના છોકરાનું આમ સન્માન કરો

છો એટલે તમારી મૂર્ખાઈને શું કહેવું? એમ તેણે બધાને સ્પષ્ટ કહ્યું. એટલું જ નહિ પણ તે ગમે તેને ફાવે તેમ બોલવા લાગ્યો. વાત વિફરે છે એમ લાગતાં જ મહાવીર શ્રી કૃષ્ણે પોતાનું સુદર્શન ચક્ર તેના પર છોડી તેનું માથું ધડથી જુદું કર્યું. આ પ્રકાર જોઈ બધાને મોટી દહેશત પેઠી. આના પછી કંઈ પણ વિધિ વગર આ સમારંભ પાર પડયો. પાંડવોના યશનાં અને શ્રી કૃષ્ણના પરાક્રમનાં ગીત ગાતા લોકો પોતાને ઘેર પાછા ફર્યા. પાંડવોની આવા પ્રકારની વૈભવોની પરાકાષ્ટા જોઈ દુર્યોધન અને ધૃતરાષ્ટ્રના બીજા પુત્રો પાંડવોપર મનમાં બળવા લાગ્યા અને પાંડવોને તેમના વૈભવથી દૂર કરી રખડતા કેવી રીતે કરવા તેનું કારસ્થાન તેઓ રચવા લાગ્યા.

થોડા જ વખતમાં દુર્યોધનના મામા અને ગાંધાર દેશના રાજા શકુનીએ કપટવ્યૂહ રચીને ધર્મને દ્યુત રમવા બોલાવ્યા. આ વેળા આર્યોમાં જુગારના નિમંત્રણને પાછું ઠેલવું એ યુદ્ધના નિમંત્રણને પાછું ઠેલવા બરાબર લજ્જાસ્પદ કૃત્ય ગણાતું. ક્ષત્રિયોના નિયમ પ્રમાણે આમંત્રણનો અસ્વીકાર કરવો એ ધર્મને અશક્ય હતું. ધર્મ દ્યુત રમવા ગયા. કમનસીબે દ્યુતમાં પોતાનું રાજ્ય, પોતે, પોતાના ભાઈઓ વગેરે બધું જ તે હાર્યા. છેવટે દ્રૌપદીને પણ તે હાર્યા. પછી દુષ્ટ કૌરવોના આનંદનું શું પૂછવું? દુર્યોધનનો ભાઈ દુઃશાસન દ્રૌપદીના મહેલમાં ગયો અને તેને ઘસડીને રાજસભામાં લઈ આવ્યો. એટલું જ નહિ પણ તેનું વસ્ત્રહરણ કરવા સુધીની હિંમતે તે પહોંચ્યો. ભીષ્મ, દ્રોણ વગેરે વૃદ્ધોને સંતાપ થતો હતો, પણ આખરે તો તેઓ કૌરવોના નોકર!

પાંડવોની આંખમાંથી ક્રોધના અંગારા વરસતા હતા, પણ તેમને કૌરવોએ દ્યુતમાં જીતેલા હતા, એટલે તેઓ કૌરવોના દાસ બન્યા હતા. છેવટે દ્રૌપદી શ્રી કૃષ્ણનું સ્મરણ કરવા લાગી: "દેવાધિદેવ! આ નીચ કૌરવોએ મને અસહાય સ્થિતિમાં એકવસ્ત્રા સાથે સભામાં આણી છે. અને તેઓ હવે મારી લાજ લેવા ઇચ્છે છે. આ વખતે તું જ મારી લાજ રાખ!" આ તેની પ્રાર્થના શ્રી કૃષ્ણે સાંભળી અને ગુપ્ત

રીતે તેનાં વસ્ત્રો પૂરાં પાડયાં. શ્રી કૃષ્ણનાં સાહસ કર્મોથી જાણીતો દુઃશાસન ધ્રૂજી ઊઠયો. તે છાનોમાનો પોતાની જગ્યાપર જઈ બેઠો. પછી ધૃતરાષ્ટ્રે પ્રસન્ન થઈ દ્રૌપદીને ત્રણ વરદાન આપ્યાં, તેથી પાંડવો સ્વતંત્ર થયા પણ પાછું દ્યુત રમવાનું ઠર્યું અને તેમાં હાર્યાથી પાંડવોને બાર વરસ વનવાસ અને એક વરસ અજ્ઞાતવાસ ભોગવવો પડયો.

પ્રમાણિકપણે પાંડવોએ તેર વર્ષ વનવાસ વેઠયા પછી પણ તેમનું રાજ્ય તેમને પાછું આપવા કૌરવો તૈયાર થયા નહિ. તેમણે સ્પષ્ટ કહ્યું કે: 'લડાઇ લડયા વિના સોયના નાકા જેટલી પણ જમીન મળશે નહીં.' યુદ્ધનો રસ્તો ખુલ્લો જ હતો. પણ ગૃહકલેશની આ ચિનગારી આખા ભારતવર્ષનાં રાજ્યોને સ્વાહા કરી નાખે તેમ હતી, તેથી સમાધાનીથી મટે તો જોવું; માટે શ્રી કૃષ્ણ વિષ્ટિ કરવા હસ્તીનાપુર ગયા. દરબારી પરોણાગત મળતી હોવા છતાં પોતાના ભક્ત ધર્માત્મા વિદુરને ત્યાં શ્રી કૃષ્ણ રહેવા ગયા. "તમારા કહેવા પ્રમાણે દુઃખી વનવાસમાં પાંડવોએ દહાડા કાઢયા. હવે તેમનું રાજ્ય તેમને સોંપવું એ તમારૂં કર્તવ્ય છે. તેઓ બિચારા એટલા બધા ઓછાથી સંતોષ પામે એવા છે કે ફક્ત તેઓ પાંચ ગામથી જ પોતાનું સમાધાન માનશે." શ્રી કૃષ્ણનું આ ફાયદાકારક કહેવું મત્ત કૌરવોને ગમ્યું નહિ. તેમણે શ્રીકૃષ્ણની માગણીનો અસ્વીકાર કર્યો એટલું જ નહિ પણ તેમને વિશ્વાસઘાતથી કેદ કરવાનો વિચાર કર્યો. શ્રી કૃષ્ણે સમાધાની તૂટી પડયાનું જાહેર કરી ભારતીય યુદ્ધનો શંખ ફૂંકયો.

આખા ભરતખંડમાં વખણાતા યોદ્ધાઓ પોતાના સૈન્યો સાથે કુરુક્ષેત્રમાં દાખલ થયા. કેટલાક પાંડવો તરફ ગયા તો કેટલાઓએ કૌરવોનો પક્ષ લીધો. કુરુક્ષેત્ર પર આ પ્રચંડ સેના ભેગી થઇ. હાથીઓના ચિત્કાર, ઘોડાનું ખોંખારવું, વીરોના જયઘોષ અને શસ્ત્રાસ્ત્રોના ખણખણાટ વગેરેથી દશે દિશાઓ ગાજી રહી. શ્રી કૃષ્ણે આ યુદ્ધમાં "હું હાથમાં શસ્ત્ર પકડીશ નહિ" એવી પ્રતિજ્ઞા લીધી. તે માત્ર અર્જુનનું સારથીપણું કરવાના હતા.

યુદ્ધનો દિવસ ઊગ્યો. બેઉ લશ્કરોમાંના મોટા મોટા યોદ્ધાઓએ પોતાના શંખ ફૂંક્યા. એ બધાનો મળી એટલો મોટો અવાજ થયો કે બ્રહ્માંડ તૂટી પડશે કે શું એમ લાગ્યું. બીકણ માણસોએ તો તે અવાજ સાંભળી આંખો મીંચી. શ્રી કૃષ્ણે અર્જુનનો રથ બન્ને સૈન્યોની વચ્ચે લાવી ઊભો રાખ્યો. બંને બાજુએ પોતાના જ ભાઈબંધો, વડવાઓ, ગુરુઓ, સાળાઓ વગેરે સગાંવહાલાં જોઇ અર્જુનનું કુમળું હૃદય પીગળ્યું. વિનાશના ઉગ્ર સ્વરૂપની કલ્પના થતાં જ તના શરીરે ખૂબ પરસેવો વળ્યો. આ બધાં સંબંધીઓને યુદ્ધમાં મારી નાખી અમારે રાજ્ય મેળવવાનું ? એમના મુડદાના ઢગલા ઉપરથી અમે ઉત્કર્ષનું શિખર ચડવાના ? એમની કુલવધુઓનું સૌભાગ્ય છિનવી લઇ અમે અમારો વૈભવ ઉજ્જવલ કરવાના ને ! એવા ઉદાસ વિચારો મનમાં આવતાં તે ખિન્ન થયો. તેણે કહ્યું: “ હે શ્રીકૃષ્ણ ! આ બધા ભાઇઓનો નાશ કરી મળનારું રાજ્ય પણ મારે ન જોઇએ, અને તે માટે આ યુદ્ધ પણ ન જોઇએ.” એમ કહી ધનુષ્યબાણ છોડી દઇ અર્જુન નિરાશ થઈ બેઠો.

યુદ્ધની શરૂઆતમાં જ અર્જુન આમ કાયર થઈ ગયો, ત્યારે મોટી આપત્તિ આવી પડી. અર્જુનનો વિષાદ એટલે પાંડવોનો વિનાશ એમ શ્રી કૃષ્ણે જાણ્યું. અર્જુનની નિરાશા કાઢી નાખી તેને ક્ષત્રિયના ખરા કર્તવ્યનું ભાન કરાવવા શ્રી કૃષ્ણે તેને નીતિ અને ધર્મનો ઉપદેશ કર્યો. આ ઉપદેશ દુનિયાના તત્ત્વજ્ઞાનમાં અદ્વિતીય છે.

શ્રી કૃષ્ણે કહ્યું:

“ અર્જુન, જે વાતનો શોક ન કરવો જોઈએ તેનો તું શોક કરે છે. અરે શૈશવ, યૌવન, વાર્ધક્ય અવસ્થાઓ આત્માને નથી. તેમજ જન્મમરણથી પણ તે મુક્ત છે. તે કોઇનો અંત કરતો નથી તેમ તેનો પણ કોઈ અંત કરી શકતું નથી. તે નિત્ય, શાશ્વત, સર્વવ્યાપી, અવ્યક્ત એવો છે. આ જાણીને જ જ્ઞાતા પુરુષો જન્મમરણનો શોક કરતા નથી.

"તારું કર્તવ્ય ફકત કર્મ કરવા જેટલું જ છે. ફલ ઉપર તારો અધિકાર નથી. માટે આસક્તિ રાખ્યા વગર પાસ કર્મો તું કરે જા. પ્રીતિ, ભય, ગુસ્સો, દ્વેષ વગેરે વિકારોનો ત્યાગ કરાય અને શુભાશુભ તથા સુખદુઃખનો હર્ષશોક ન થાય એટલે બુદ્ધિ મોહથી મુક્ત થાય છે અને માણસ સ્થિતપ્રજ્ઞ થાય છે.

"કર્મ કર્યા વગર સ્વસ્થ બેસવું એ જ્ઞાતાને શોભતું નથી. કારણ કે આવી જીવનયાત્રા કર્મ કર્યા વગર ચલાવી શકાશે નહિ. તેથી જ સ્વધર્મે કરી આપેલ નિયમ પ્રમાણે અનાસક્ત બની આચરણ કરવું એ જ આપણું પવિત્ર કર્તવ્ય છે. યજ્ઞ એ જ સર્વસૃષ્ટિનો ચાલક છે. માટે નિઃસ્વાર્થબુદ્ધિ વિહિત કર્મો કરવાં. હે વહાલા સખા અર્જુન! આ જગતમાં હું વ્યાપેલો છું. કલ્પાન્તે સર્વ પ્રાણીમાત્ર મારા રૂપમાં આવી ભળે છે. અને ફરીથી સૃષ્ટિની શરૂઆતમાં હું તેમને નિર્માણ કરું છું. મારી અનન્યભાવે ભક્તિ કરનારાઓનો યોગક્ષેમ હું ચલાવું છું. આ પુણ્યવાન પુરુષો મરણ પછી મારા દિવ્યરૂપમાં ભળી જાય છે. મારી અનન્ય ભક્તિ બહુ ત્રાસદાયક છે એમ પણ નથી. પત્ર, પુષ્પ ફળ અગર તો પાણી પણ કોઈ મને નિષ્ઠાપૂર્વક અર્પણ કરે તો હું તેનું આનંદથી સેવન કરું છું. અત્યંત દુરાચારી માણસો પણ મારું ભક્તિભાવથી પૂજન કરે તો તે સાધુપદે પહોંચે છે એટલો આ ભક્તિયોગ સહેલો છે.

"હું પ્રાણીમાત્રના હૃદયમાં વસનાર આત્મા છું. આદિત્યમાં હું વિષ્ણુ છું, તેજસ્વી ગોળામાં હું સૂર્ય છું, નક્ષત્રમાં ચંદ્ર, વેદમાં સામવેદ, મુનિમાં વ્યાસ, જલાશયમાં સાગર, વિદ્યામાં અધ્યાત્મ વિદ્યા, અને શસ્ત્રધારી પુરુષમાં હું રામ છું. પણ એ શું કરવા ? જે જે વસ્તુ, વિભૂતિ, ઐશ્વર્ય અને ઉત્સાહથી ભરેલી છે તે મારા તેજમાંથી જ નિર્માણ થઈ છે, એટલુંજ નહિ પણ આખું જગત એટલે મારા તેજનો એક અંશ છે.

"જે કોઈ દ્વેષ કરતો નથી, જે દયાનો સાગર છે, જે મમતા રહિત અને ગર્વ વગરનો છે, સુખ–દુઃખ, શીત–ઉષ્ણ એ જેને સરખાં જ લાગે તે કાર્યદક્ષ હોઈ તટસ્થ છે. શત્રુમિત્રની સાથે સમતાથી વર્તે છે તે મૌનધારી, એકાંતપ્રિય, અને સ્થિરબુદ્ધિના ભક્ત મને પ્રિય છે.

"આસક્તિ અને રાગદ્વેષ છોડીને કરેલું જે કર્મ તે જ સાત્વિક કર્મ છે. તે કર્મ કરવું એટલે જ ધર્માચરણ. હે અર્જુન! મનથી બધાં કર્મ મને અર્પણ કરી મારામાં લીન રહી, વિવેકબુદ્ધિનો આશ્રય લઈ મારામાં મન ચોંટાડ, એટલે તું બધી અડચણોના પર્વત ઓળંગી જઈશ. ઈશ્વર બધાં પ્રાણીઓના હૃદયમાં વસે છે. હે અર્જુન! પૂર્ણ ભાવથી તું મને શરણ આવ! હું તને બધાં પાપોથી મુક્ત કરીશ."

નીતિજ્ઞાનનો આ મહા ઉપદેશ તો શ્રી કૃષ્ણે અર્જુનને કર્યો એટલું જ નહિ પણ તેની વિનંતિથી અર્જુનને દિવ્યચક્ષુ આપી તે મહાયોગેશ્વર શ્રી કૃષ્ણે પોતાનું દિવ્ય સ્વરૂપ બતાવ્યું. આકાશમાં એકી વખતે હજારો સુરજ ઊગે ત્યારે જેવું અજવાળું થાય તેવું તે વખતે જગતમાં પ્રસર્યું. તે અદ્ભુત સ્વરૂપને હજારો આંખો, હાથ, મોં, પગ વગેરે હતું. બ્રહ્મદેવ સાથે બધા દેવો, દાનવો, યક્ષો, નાગ, મહર્ષિઓ તે રૂપની પ્રાપ્તિ કરતા દેખાતા હતા. તેના મોંમાંની ભયંકર દાઢોમાં સપડાઈ ભીષ્મદ્રોણાદિ યોદ્ધાઓ ને ધૃતરાષ્ટ્રના પુત્રોનો ભૂકો ઉડતો હોય તેવું દેખાતું હતું.

અર્જુને થરથર કંપતાં પૂછ્યું, "પ્રભુ, આ તારું અલૌકિક રૂપ જોઈ હું ભય પામી ગયો છું. આપ કોણ છો તે મને કહો."

ત્યારે વિશ્વરૂપ ધારેલા શ્રી કૃષ્ણે કહ્યું:, "અર્જુન! ત્રણે લોકનો ક્ષય કરવા નીકળેલો કાળ તે હું છું. કુરુક્ષેત્રમાં ભેગા થએલા સર્વ યોદ્ધાઓ મેં પહેલેથી જ મારેલા છે. તું માત્ર નિમિત્ત થા!" પછી અર્જુનને આશ્વાસન આપી શ્રી કૃષ્ણે તે દિવ્યરૂપ તજી દઈ પહેલા પ્રમાણે મનુષ્યરૂપ ધારણ કર્યું.

શ્રી કૃષ્ણનું ઉપદેશામૃત પીને અને તેમના દિવ્યરૂપનું દર્શન કરીને અર્જુન પ્રસન્નચિત્ત થયો. તેનો વિષાદ પુરેપુરો જતો રહ્યો. તે અત્યંત ઉત્સાહથી લડવા લાગ્યો. શ્રી કૃષ્ણ જાતે લડતા નહોતા તો પણ પાંડવોને તેમનો કેટલો બધો ઉપયોગ હતો ? યુદ્ધના મેદાનમાં બળ કરતાં કળ કેટલી મહત્ત્વની છે, તે શ્રી કૃષ્ણે સમજાવ્યું ને પાંડવોને અણીની પળે બચાવ્યા. આખા વિશ્વની શક્તિ આપણી તરફ છે એમ પાંડવોને લાગતું. અને તેમની આ ભાવિક સમજ શું ભૂલભરેલી હતી ?

અજીત દ્રોણનો પરાભવ થતો નહોતો, ત્યારે શ્રી કૃષ્ણે કહ્યું: "આ વૃદ્ધનો હાથમાંનું શસ્ત્ર નીચે મૂકયા વગર વધ થવો મુશ્કેલ છે. માટે 'અશ્વત્થામા મૃત્યુ પામ્યો' એમ ધર્મે તેમને કહેવું. એટલે પુત્રશોકથી વિહ્વલ બની આ બ્રાહ્મણવીર શસ્ત્રત્યાગ કરશે." ધર્મરાજે તેમ કરતાં જોઈતું બન્યું અને ધૃષ્ટદ્યુમ્ને દ્રોણનો શિરચ્છેદ કર્યો. રણમાં મૃત્યુ મુખે પડેલા અભિમન્યુને લાત મારી મારનાર જયદ્રથનો સૂર્યાસ્ત પહેલાં વધ કરવાની અર્જુને પ્રતિજ્ઞા લીધી, પણ કૌરવવીરોના પહેરામાં રહેલા જયદ્રથનો પત્તો લાગ્યો નહિ, ત્યારે સૂર્ય ઉપર શ્રી કૃષ્ણે સુદર્શન ચક્ર ધરી અંધારું કર્યું અને કૌરવોને ગાફેલ બનાવ્યા. આમ જયદ્રથને અર્જુન આગળ લાવી પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાની અર્જુનને તક આપી.

પિતૃવધથી ખળભળી ઉઠેલા બ્રહ્મપુત્ર અશ્વત્થામાએ પાંડવો પર ભયંકર અસ્ત્રો છોડયાં, એટલું જ નહિ પણ તેણે પાંડવોની સ્ત્રીઓના ગર્ભ ઉપર પણ છેવટનું અસ્ત્ર છોડયું. ત્યારે શ્રીકૃષ્ણે અભિમન્યુની પત્ની ઉત્તરાના ગર્ભમાં વધતા પરીક્ષિતનું પોતાના બળથી સંરક્ષણ કર્યું અને પાંડવોની વંશવેલ સાબૂત રાખી. મહારથી ભીષ્મના પરાજય માટે પણ શ્રી કૃષ્ણનો પ્રયત્ન સફળ થયો હતો.

આમ અનેક રીતે શ્રી કૃષ્ણે પાંડવોને જુદી જુદી રીતે સહાય કરી. મહાભારતના યુદ્ધમાં એક બલવાન ક્ષત્રિય પેઢી અઢાર દિવસમાં

નાબુદ થઈ. આ મહાયુદ્ધ પૂરું થયું. છેવટે પાંડવોને તેમણે ગાદીએ બેસાડયા અને પછી અશ્વમેધ યજ્ઞ પૂરો કરી શ્રી કૃષ્ણ દ્વારકા પાછા આવ્યા.

આ પછી ફરી શાન્તિનો કાળ શરૂ થયો. આ વખતે શ્રી કૃષ્ણનો વૈભવ ઘણો વધ્યો હતો. તેમનું રાજ્ય સંપન્ન હતું. ભાઈબંધ, સંપત્તિ, સંતતિ, કીર્તિ, જ્ઞાન, આમાંની કોઈ ચીજની તેમને ઉણપ નહોતી. તે વખતે તેમનો ગરીબ બાલમિત્ર સુદામો તેમને મળવા આવ્યો. એક રાજરાજેશ્વર પાસે એક દીનહીન ભિક્ષુનાં શા સન્માન? પણ શ્રી કૃષ્ણ તો અલૌકિક પુરુષ હતા. પોતે જ સામે લેવા ધસ્યા ને સુદામાના ચરણ પખાળ્યા. અપૂર્વ પ્રેમભાવથી સત્કાર કરી શ્રી કૃષ્ણે તેનું દારિદ્ર નષ્ટ કર્યું. આવી જ રીતે ઋષિ, બ્રાહ્મણો વગેરેનું સન્માન કરી અને અનાથપાંગળાઓનું દુઃખનિવારણ કરી શ્રી કૃષ્ણ પોતાનું રાજ્ય ઘણી ચતુરાઈથી ચલાવતા હતા.

યાદવોનો સીતારો એકવાર ઉન્નતિની ચરમ સીમાએ પહોંચ્યો. પણ તેઓ આ વિજયોથી છકી ગયા. જે રાજમદના નાશ માટે શ્રી કૃષ્ણે આખું જીવન ગુજાર્યું હતું, એ જ રાજમદ યાદવોમાં પ્રસર્યો. મદિરાપાને ઘર ઘાલ્યું. છેવટે ઉન્મત્ત યાદવોમાં બંડ જાગ્યું. નજીવા કારણસર યાદવો એકબીજા જોડે લડવા લાગ્યા. વાત છેલ્લે છેડે ગઈ. ઘોર યુદ્ધ જામ્યું અને તેમાં ઘણાખરા માર્યા ગયા. એક અત્યંત વિક્રમશાળી કુળનો નાશ થયો.

હવે પોતાનું અવતારકાર્ય પૂરું થયું એમ શ્રી કૃષ્ણને લાગ્યું. અર્જુન જેવાજ તેમના બીજા ભક્ત ઉદ્ધવને તેમણે રહેલું બધું જ્ઞાન નિવેદન કર્યું. યાદવોનો સંહાર થતાં જ તેમણે જંગલનો રસ્તો પકડયો. એક વૃક્ષ નીચે ચિંતવન કરતાં તે સ્વસ્થ બેઠા. એટલામાં એક શિકારીએ ભૂલથી તેમના પગમાં બાણ માર્યું. એ જ પોતાનો નિર્વાણ કાળ એમ શ્રી કૃષ્ણે ઠરાવ્યું. તેમના શરીરમાંથી દિવ્ય તેજ બહાર પડી તે બ્રહ્માંડમાં વ્યાપવા લાગ્યું. છેવટે પોતાનો લૌકિક દેહ ભૂતલ ઉપર મૂકી આ પરાક્રમી વીર, પ્રેમાળવલ્લભ, સહાયકર્તા બંધુ, અજોડ મુત્સદ્દી, અને હિંદી તત્ત્વજ્ઞાનનો મુગટમણી પોતાના પરમ રૂપમાં વિલીન થયો.

# ભગવાન બુદ્ધ

[ ૨ ]

ઇસ્વીસન પૂર્વે પાંચમા અને છઠ્ઠા સૈકાનો સમય હતો. હિંદુસ્તાન પર કોઈ સાર્વભૌમ સત્તાનું રાજ્ય નહોતું. જુદાંજુદાં ક્ષત્રિય કુળોના હાથમાં જુદા જુદા પ્રદેશોનાં રાજ્ય હતાં. આ ક્ષત્રિયકુળોમાં ક્યારેક ઝઘડા પેદા થતા, પણ સામાન્ય રીતે એકબીજા સંબંધ વધારવાને ઇંતેજાર રહેતા. વ્યાપારિક લેવડદેવડ અને રાજકુટુંબોના વિવાહસંબંધો આ મૈત્રીને વધુ દૃઢ કરતા. એક અને અખંડ ભારતની કલ્પના કોઈને નહોતી, પણ સ્વાભાવિક રીતે સમૃદ્ધ ભરતભૂમિમાં શાન્તિનું સામ્રાજ્ય હતું.

આ વેળા હિમાલયની તળેટી આગળ, રોહિણી નદીને તીરે આવેલા, ચમ્પારણ્યની ઉત્તરે, નેપાળની તરાઈમાં વસેલ કપિલવસ્તુ નામની નગરીમાં શુદ્ધોદન નામે રાજા રાજ્ય કરતો હતો. રાજા શુદ્ધોદન ઇશ્વાકુ વંશમાંથી ઉતરેલા શાક્ય કુળનો હતો. કપિલવસ્તુને એક છેડે મગધનું રાજ્ય આવેલું હતું, ને બીજે છેડે કોશલનું રાજ્ય હતું. મગધ અને કોશલ વચ્ચે ઝઘડા ચાલ્યા કરતા, પણ શાણા શુદ્ધોદનનું કપિલવસ્તુ શાન્ત હતું.

રાજા શુદ્ધોદન રોહિણી નદીને સામે તીરે આવેલ કોલીનગરના ગોતમવંશના રાજાની બે પુત્રીઓને પરણ્યા હતા. બહુ મોટી ઉંમર થવા છતાં રાજાને કંઈ સંતાન થયું નહોતું. એવામાં દક્ષિણાયનના મહોત્સવના દિવસોમાં રાણી મહામાયાએ એક સ્વપ્ન જોયું. આ વેળા મહામાયાની વય ૪૪ વર્ષની હતી. સ્વપ્નવેત્તાઓએ જણાવ્યું કે આ વખતે સૂર્ય કર્ક રાશિનો હોવાથી સારું ફળ મળશે.

૪૫મા વર્ષે રાણી મહામાયાએ ગર્ભ ધારણ કર્યો. દશમે મહિને પતિની રજા મેળવી એ પિયર જવા નીકળી. એ વેળા માર્ગમાં લુંબિની નામક વાટિકામાં વિશ્રાંતિ લેવા રોકાતાં, ત્યાં જ સુંદર એવા શાલવૃક્ષ નીચે એક બાળકને જન્મ આપ્યો.

વસંતપૂર્ણિમાનો એ દિવસ હતો. બાળકના જન્મની સાથે લીલાંછમ ઘાસ પર સોનેરી છટા દેખાવા લાગી. વેલીઓ ફૂલ વેરવા લાગી. અનેક ઠંડા ગરમ પાણીના ઝરાઓ ખળખળ નાદે વહેવા લાગ્યા. મંદમંદ પવન વાવા લાગ્યો. જાણે આખી સૃષ્ટિ આનંદથી નૃત્ય કરી રહી.

ઘોડેસવારે નગરીમાં જઈને રાજાને ખબર આપી. રાજા અને પ્રજા સર્વેના આનંદનો પાર ન રહ્યો. વૃદ્ધવયે રાજાને પોતાના સર્વ મનોરથો સિદ્ધ થયા, એટલે તેમણે બાળકનું નામ 'સર્વાર્થસિદ્ધ' અથવા 'સિદ્ધાર્થ' રાખ્યું. પણ માતા ગોતમ વંશની હોવાથી તેઓ ગોતમ તરીકે પણ ઓળખાતા.

આ વેળા 'અસિત' નામના વૃદ્ધ સંન્યાસી રડતા રડતા ત્યાં આવ્યા. સૌએ આ જ્ઞાની પુરુષને તેમના રડવાનું કારણ પૂછ્યું, ત્યારે તેમણે બાળકને વંદન કરી કહ્યું: 'હે બાળક! તું પ્રત્યક્ષ ભગવાન બુદ્ધ-રૂપે અવતર્યો છે. તને નમસ્કાર હો! તું જ્યારે સત્યધર્મનો પ્રચાર કરીશ, ત્યારે માત્ર મૃત્યુને આંગણે પડેલા મને તારો દિગ્વિજય જોવા મળશે નહીં, માટે જ હું રડું છું.'

પછી તેણે રાજા શુદ્ધોદન તરફ ફરીને કહ્યું: "રાજન્, માન-વતાના વૃક્ષને આવેલું આ ઉત્તમ ફૂલ છે. તેની જ્ઞાનસુગંધથી થોડા સમયમાં દશે દિશાઓ મઘમઘી ઊઠશે."

આ પછી વૃદ્ધ સંન્યાસી ચાલ્યા ગયા. રાણી માયાદેવી પ્રસૂતિ પછીની પીડામાં સાતમે દિવસે પોતાના પ્રિય બાળકને બેન મહા-પ્રજાપતિને સોંપી મૃત્યુ પામી.

રાજપુત્ર સિદ્ધાર્થ (ગૌતમ)ને નાની ઉંમરે જ શિક્ષણ આપવા માંડયું, પણ તેની અપ્રતિમ બુદ્ધિ આગળ બધા ગુરુઓ દિંગમૂઢ થઈ જતા. તેઓ સિદ્ધાર્થને એક પાઠ શીખવે ત્યાં તે આગળનો પાઠ કડકડાટ બોલી જતો. ન્યાય–તર્ક જેવા કઠિન વિષયોમાં પણ તે નાની ઉંમરે અસામાન્ય પાંડિત્ય બતાવવા લાગ્યો. છેવટે બધા ગુરુઓ તેની આગળ થાકી ગયા, તોપણ સ્વાભાવિક રીતે જ જ્ઞાનસંપન્ન ગૌતમે કોઈ પણ દિવસ પોતાના ગુરુનું અપમાન ન કર્યું. તે બધા સાથે વિનયથી વર્તતો, તેમની આજ્ઞા પાળતો; એટલુંજ નહિ પણ બધા શિષ્યો પેઠે ગુરુની સેવામાં તત્પર રહેતો. થોડા જ દિવસમાં લૌકિક દૃષ્ટિએ તે બધા વિષયોમાં નિષ્ણાત થયો. તે ધનુર્વિદ્યા શીખ્યો, અને ભારતવર્ષના પ્રસિદ્ધ રાજપુત્રોમાં તેની ગણના થવા લાગી.

એક વખત કુમાર ગૌતમ બગીચામાં ફરતો હતો, ત્યારે તીરથી વીંધાયેલું એક પક્ષી તેના પગ પાસે આવી પડયું. તેણે તે પક્ષીને ઉપાડી લીધું, અને તેના શરીરમાંથી તીર કાઢી તેની સારવાર કરવા લાગ્યો. એટલામાં ગૌતમના પિત્રાઈ ભાઈ દેવદત્તનો એક સેવક ત્યાં આવ્યો. અને તે કહેવા લાગ્યો: "મહારાજ, મારા સ્વામી રાજપુત્ર દેવવ્રતે આ પક્ષીને તીર મારી ઘાયલ કરી નીચે પાડયું છે. એ માટે એ પક્ષી એમનું છે. આપ કૃપા કરી મને સુપ્રત કરો!"

કુમાર ગૌતમે પક્ષીપર હાથ ફેરવતાં કહ્યું: "પંખી તીરથી મરી ગયું હોત તો કદાચ હું તને સોંપત. પણ તે હજી જીવતું છે. નિરપરાધી પ્રાણીઓને નકામાં શા માટે મારવાં? ઉપરાંત મેં તેને જીવતદાન આપ્યું છે." આ ઉપરથી ઘણી તકરાર થઈ. દેવવ્રતે પક્ષી કબજે લેવા ઘણી મહેનત કરી, પણ કુમાર ગૌતમે તેમ કરવા ઘસીને ના કહી. ઝઘડો ઉગ્ર થયો હોત, પણ અચાનક એક સાધુ પુરુષ

ત્યાં આવી ચડ્યા. તેમણે બંનેનું કહેવું શાંત રીતે સાંભળીને કહ્યું: "કુમાર ગૌતમે પક્ષી બચાવ્યું માટે તેનો જ હક વધારે છે. કારણકે જીવતદાન આપનાર, જીવ લેનાર કરતાં, હમેશાં શ્રેષ્ઠ જ છે. માટે દેવદત્તે આ પક્ષી કુમાર ગૌતમને આપવું."

પક્ષીનું લોહીલુહાણ શરીર જોઈ કુમારનું મન દ્રવ્યું. તે પહેલાં દુઃખ એટલે શું તેની તેને કલ્પના જ નહોતી. તેના પ્રાસાદમાં કરુણ સૂર પેઠો નહોતો, અથવા હૃદયદ્રાવક એવું દૃશ્ય તેણે જોયું નહોતું. થોડા દિવસમાં જ એક પ્રસંગથી દુઃખસાગરમાં ડૂબી ગયેલા જગતનું તેને દર્શન થયું, અને દયાથી છલકાતું તેનું અંતઃકરણ તત્ત્વચિંતન તરફ વળવા લાગ્યું.

એક દિવસ શુદ્ધોદન રાજાએ સિદ્ધાર્થને કહ્યું: "બેટા, વસંત-ઋતુએ આખી સૃષ્ટિ ઉપર સૌંદર્યનું ઘરેણું પહેરાવ્યું છે. ચાલો, આપણા સમૃદ્ધ રાજ્યની શોભા જોવા જઈએ." પછી પિતાપુત્ર પોતપોતાના ઘોડા ઉપર સવાર થઈ ચુનંદા સેવકો સાથે નીકળ્યા.

રસ્તે આખી સૃષ્ટિ જાણે તેમના સ્વાગત માટે તૈયાર થઈ બેઠી હતી. લીલાંછમ બીડમાંથી વહેળા વહેતા હતા. વગડાનાં જંતુઓ તેમજ જુદી જુદી જાતનાં પંખીઓ પોતાના સૂરોથી વગડાનું વાતા-વરણ ભરી નાંખતાં હતાં. જુદી જુદી જાતનાં પતંગિયાં તો એટલાં બધાં હતાં કે એક રમ્ય પુષ્પોની સૃષ્ટિ અદ્ધર લટકે છે તેમ લાગતું. પણ કુમારનું ચિંતનશીલ મન આ બહારના દેખાવ ઉપર જ લુબ્ધ થઈ રહ્યું નહિ. આ ફૂલોની નીચે અને આજુબાજુ કાંટાની જે જાળ ફેલાઈ રહી હતી તે તરફ કુમારની દૃષ્ટિ ગઈ, અને તે ગંભીર થયા.

બાજુના ખેતરમાં એક ખેડૂત બળદની પીઠ ઉપર ચપાચપ ચાબુક મારી હળ હાંકતો હતો. બાપડા બળદને પોતાના ધણીનો અસહ્ય ત્રાસ વેઠીને છાનામાના કામ કરવું પડતું તે જોઈ કુમાર ગૌતમને દુઃખ થયું. પછી તેણે જરા દૂર બારીકાઈથી જોયું તો એક કાચંડો કીડીઓને વીણી ટપોટપ ખાતો હતો. એટલામાં પાસેના દરમાંથી

એક સાપ નીકળી ફુંફાડા કરતો ક્ષણમાં જ તે કાચંડાને ખાઈ ગયો. પણ સાપનો આવરદા પૂરો થઇ ગયો હતો કેમકે આકાશમાંથી એક સમડી ઝડપથી નીચે ઉતરી સાપને ઉપાડી ગઈ. એટલામાં એક શિકારીએ છોડેલા તીરે સમડીને વીંધી નાંખી. તે જ ક્ષણે તે લોહી-લુહાણ થઈ નીચે પડી.

આ બધું એટલી ઉતાવળે બન્યું કે સાધારણ માણસના ધ્યાનમાં પણ ન આવે. પણ કુમાર ગૌતમે જીવનકલહનું ક્રૂર સ્વરૂપ આટલાથી જ પ્રત્યક્ષ કરી લીધું. તે દુઃખી થઇ બોલી ઊઠયોઃ "અરેરે, જગત આવું જ છે ને. સબળોએ દૂર્બળોને હેરાન કરવા અને પોતાની મોજ ચલાવવી એ જ બધા વ્યવહારનું તત્ત્વ છે ને." તે સચિન્ત થઈ એક વૃક્ષ નીચે બેઠો. એટલામાં પાંચ દેવપુત્રો આકાશ માર્ગે જતા હતા. તેમાંના એકની નજર કુમાર તરફ ગઈ. તેણે કહ્યું: "જુઓ, જગતનાં દુઃખોથી હૃદય પિગળી જઈ આ જગતનો ઉદ્ધાર કરનાર બેઠો છે. તે આ વૈરાગ્યમાંથી જ પરમપદ તરફ જશે અને દુનિયાને તારશે" એટલું કહી તેમણે કુમાર ગૌતમને નમન કર્યું.

આ વખતે નિરાશાનું જે પડળ બુદ્ધના અંતઃકરણ ઉપર ચડયું હતું તે કેમે કર્યું ખસ્યું નહિ. ખરી રીતે તેના મહેલમાં કોઈ વાતની ઉણપ નહોતી. દાસદાસી, વિલાસનાં સાધનો, વૈભવ, પ્રેમાળ અને પતિને પ્રસન્ન કરવા સર્વકાળ તત્પર રહેનારી જુવાન ગુણવાન, વિનયવંતી, રતી જેવી ખૂબસુરત પત્ની યશોધરા. આ લોકના વૈભવમાં આનાથી વધારે શું હોઈ શકે? પણ વસંતશ્રીના ઉપર દેખાએલો તે ભયંકર કલહ જોયા પછી કુમારને જે ઉદાસીનતા આવી તે કેમે કરી ગઈ નહિ.

પછી એકવાર કુમાર રાજ્યની શોભા જોવા નીકળ્યો. તોરણ પતાકાથી રસ્તા શણગાર્યા હતા. મંગળ વાદ્યો વાગતાં હતાં. પણ આ ઉત્સવમાં તેને રસ પડયો નહિ. એક વૃદ્ધ, પાંગળો, કેડથી વળી ગયેલો ભિખારી રસ્તાની બાજુમાં બેઠો હતો. કેટલાંક આંધળાંપાંગળાંઓ ભિક્ષા મળશે એવી આશાએ પરમેશ્વરના નામની દયામણી બૂમો

ખાડતા હતા. કુમાર આ દૃશ્ય જોવા લાગ્યો. માણસનું શરીર કેટલું પરાધીન છે? મારું સુંદર દેખાતું શરીર પચાસ–સાઠ વર્ષ પછી આ ડોસા જેવું જ વળી જશેને! તો પછી આ નશ્વર સૌંદર્ય માટે નકામી ઉપાધિઓ શા માટે? હાયરે! દુઃખી દુનિયા! જન્મમરણની જાળમાં અમારું શરીર સપડાયું છે. સુખનો અંત દુઃખમાં, જુવાનીની પરાકાષ્ટા ઘડપણમાં અને પ્રેમનું છેવટ નુકસાનીમાં થવાનું. આ દુઃખી કષ્ટપીડિત માણસો પરમેશ્વરના નામથી કરુણા યાચે છે, તોપણ તેમનું દુઃખ કાયમ જ છે. આવા ઉદાસ, ગંભીર પણ ભૂતદયાના પ્રવાહમાંથી નીકળેલા વિચારોથી કુમારનું માથું ભમવા લાગ્યું અને તેણે એકદમ સારથિને કહ્યું: "ચાલ, રથ એકદમ રાજમહેલ તરફ લઈ ચાલ."

આજ વખતે શુદ્ધોદન રાજા દુઃખજનક સ્વપ્નોથી ઘેરાયો હતો. તેને ઘણાં ભયસૂચક સ્વપ્નો આવતાં હતાં. આકાશમાં ફરકતો રાજધ્વજ નમ્યો એમ એકવાર દેખાય તો કોઈ વખત દસ ઐરાવતોને માર્યાનું દેખાય. શુદ્ધોદને એક વિદ્વાનને બોલાવી આ સ્વપ્નોનો અર્થ પૂછ્યો. તેણે કહ્યું: "મહારાજ, અશુભ દેખનારાં આ ચિન્હોમાં ખરી રીતે મંગલકારક ગૂઢ અર્થ ભરેલો છે. યુવરાજ સિદ્ધાર્થ રાજવૈભવને તૃણવત ગણી જ્ઞાનમાર્ગે જગત ઉપર પ્રભુત્વ મેળવશે, એમ પહેલા સ્વપ્ને બતાવ્યું છે. તેમજ હણાયેલા દસ હાથી એટલે દુનિયામાંનાં દસ દાર્શનિકો છે. વાદમાં સિદ્ધાર્થ તેઓને હરાવશે." આ સાંભળી શુદ્ધોદનનું કાંઈક સમાધાન થયું, પણ બુદ્ધની નિરાશા વિષેની તેની ચિંતા ગઈ નહિ.

કુમાર ગૌતમ જેમ વૈરાગ્યના વિચારોમાં અટવાતો ચાલ્યો તેમ તેમ પિતાએ તેને સંસારનાં સુખો આપવાની યોજના કરવા માંડી. કુમાર ગૌતમ એનું વર્ણન કરતાં કહે છે:

"હું બહુ સુકુમાર હતો. મારા સુખ માટે મારા પિતાએ સરોવરો નિર્માણ કરી કમળ ઊગાડયાં હતાં. મારાં વસ્ત્રો કીમતી

હતાં. શિશિર, વસંત ને વર્ષાઋતુને યોગ્ય જુદા જુદા ત્રણ મહેલો બાંધ્યા હતા. જ્યારે હું વર્ષાઋતુના પ્રાસાદમાં જતો ત્યારે ચાર માસ સુધી બહાર ન નીકળતાં, સુંદરીઓનાં ગાયન–વાદન ને નર્તનમાં સમય વ્યતીત કરતો. આવી સંપત્તિનો ઉપભોગ લેતાં લેતાં મને વિચાર આવ્યો કે ગમે તેવા માણસને વૃદ્ધાવસ્થા તો છે જ, પછી તેનાથી બીવું શું ? આમ વિચારવાથી મારી જુવાનીનો મદ ઊતરી ગયો અને આવી રીતે ગમે તેવું સ્વસ્થ ને સુઘટિત શરીર વ્યાધિને આધીન થવાનું છે, તેમજ મરણધર્મને અનુસરવાનું છે, પછી આરોગ્યમદ ને જીવિતમદ કેવો ? હું પોતે જરાધર્મી છું, વ્યાધિવાળો છું, મરણધર્મી અને શોકધર્મી છું, છતાં જરા, વ્યાધિ, મરણ અને શોકથી સંબંધ રાખનારી વસ્તુઓ ઉપર મારા સુખનો આધાર માની બેઠો છું, એ ઠીક નથી.'

રાજા શુદ્ધોદને પોતાના પ્રાણસમ પ્રિય પુત્રને તે વખતની અત્યંત સુંદર યશોધરા નામની કુમારિકા પરણાવી હતી. કુમાર ગૌતમનું હૃદય પુષ્પથીય કોમળ હતું. એ પોતાની પત્ની પર અત્યંત વહાલ કરતો, પણ પેલું તત્ત્વચિંતન વિસરાતું નહીં.

દુનિયાનું ભીષણ સ્વરૂપ જોયા પછી ગૌતમે રાજ્યત્યાગ કરવાનું લગભગ નક્કી કર્યું હતું. પોતાની ગુણવતી પત્નીને આ નિશ્ચય તેણે કહ્યો, ત્યારે તેના દુઃખની શી વાત કરવી ! તેની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં : "મહારાજ, આવી પુષ્કળ લક્ષ્મીના વૈભવને છોડી વનવાસ સ્વીકારવા આપ કેમ તૈયાર થાઓ છો ? આ અભાગિનીની આપને દયા નથી આવતી ?" એવી તેણે આજીજી કરી પણ કુમારે પ્રેમથી તેના ઉપર હાથ ફેરવી તેને જુદી જુદી રીતે સમજાવી. તો પણ પોતાનો પતિ પોતાને છોડી જશે એ ભયંકર વિચાર તેને અસહ્ય લાગ્યો.

યશોધરાએ આ જ અરસામાં એક પુત્રરત્નને જન્મ આપ્યો. રાજધાનીમાં ધામધૂમથી ઉત્સવ શરૂ થયો. આ હર્ષનાદથી કુમાર

ગૌતમ વધારે સચિંત થયો. એને લાગ્યું કે સંસારના પાશ હવે વધતા જાય છે, માટે જેમ બને તેમ જલદી આત્મતત્ત્વના ચિંતન માટે આ વૈભવોનો ત્યાગ કરી દેવો. થોડા દિવસો બાદ કર્કરાશીનો ચંદ્ર આકાશમાં તેજ ઢોળી રહ્યો હતો, ત્યારે કુમાર જાગ્રત થયો.

યશોધરા દિવસના શ્રમથી થાકી જવાથી ઊંઘી ગઈ હતી. સુગંધીત તેલના બળતા દીવાઓ ઝાંખા થયા હતા અને તેનું અજવાળું તેના થાકેલા પણ આનંદ અને સૌંદર્યથી પરિપૂર્ણ મુખ પર પડતું હતું. તે ઊંઘમાં પણ હસતી દેખાતી હતી. બાળક રાહુલ તેના પડખામાં સૂતો હતો. આવાં પત્ની–પુત્રનો સદાને માટે ત્યાગ ! કુમાર ક્ષણભર મુગ્ધ બન્યો. યશોધરાના સુંદર મુખનું ચુંબન લેવું અને પુત્રને ઉપાડી તેને રમાડવો એવું તેના મનમાં થઈ આવ્યું. પણ ફરી ફરી વિવેકથી તેણે પોતાનો મોહ દબાવી રાખ્યો. ત્રણ વખત તેમની આસપાસ ફર્યો. છેવટે તેણે નક્કી નિર્ધાર કરી કહ્યું: "મારા વૈરાગ્યનો આજ વખત છે. કઠોર વજ્ર; કુહાડીના ઘા, બાણ અને પત્થરના શિખરો એ બધાંય મારા માથાપર પડે તોપણ સંસારત્યાગનો મારો નિશ્ચય કદી પણ પાછો પડશે નહિ. હીન, દીન, પાંગળા, પીડિત એવા જગતની ચીસો મને સંભળાય છે. આ રાજ્યવસ્ત્રો અને વૈભવનો ત્યાગ કરી, મારે સંન્યાસીનાં વસ્ત્રો અને ગરીબાઈનો સ્વીકાર કરવો જોઈએ." એમ કહી તે નીકળ્યો અને સારથીને ઘોડો લાવવા કહ્યું.

કંતક ઘોડા પર બેસીને તેણે કપિલવસ્તુથી ૪૫ કોશ દૂર અનોમાને કિનારે સર્વત્યાગ કર્યો. તેણે રાજ્યની બહાર આવતાં જ પોતાનાં વસ્ત્રો ફેંકી દીધાં અને સંન્યાસીનાં વસ્ત્રો પહેરી સારથીને કહ્યું: "તું હવે પાછો જા."

સારથીએ અનેક વખત વિનવ્યું કે: "મહારાજ, આવી વિરક્તિ છોડી દઈ રાજધાનીએ પાછા ચાલો. આપના આમ કરવાથી આપનાં બધાં સ્નેહીઓ દુ:ખી થશે." ત્યારે ગૌતમે હસીને કહ્યું: "અરે આખા જગતનું દુ:ખ નિવારણ કરવાનો માર્ગ હું શોધી કહાડું છું. તો

તેમાં તેમના દુઃખનું નિવારણ થશે, કારણકે તેઓ દુનિયાથી જુદાં નથી." સારથિનું કાંઈ વળ્યું નહિ અને તે પાછો ફર્યો. કુમારે માર્ગમાં એક પારધી પાસેથી કપડાં લઈને પોતાનાં કપડાં બદલી નાખ્યાં ને તેની છરીથી પોતાના સુંદર વાળ કાપી નાખ્યા.

પછી તે ફરતો ફરતો વૈશાલી નગરમાં આવ્યો. ઉપરતિ થઈ, મુમુક્ષત્વ આવ્યું એ ખરું પણ કોઈ સદ્ગુરુ મેળવવો જોઈએ એમ ગૌતમને લાગવા માંડયું. એટલામાં તેને એવી ખબર મળી કે આ જ ગામમાં એક આલ્લાર કલામ નામનો વિરક્ત બ્રાહ્મણ વિષય-વાસનાના નિઃસંગનું અને સર્વ સંગ પરિત્યાગનું વ્રત આચરતો હોઈ લોકોને પણ તેવો જ ઉપદેશ કરે છે. ગૌતમને આ તત્ત્વજ્ઞાન ખરા અંતરનું લાગ્યું. તે એકદમ બ્રાહ્મણ પાસે ગયો અને એનું શિષ્યત્વ સ્વીકાર્યું. થોડાક દિવસ ગુરુને ત્યાં રહ્યા પછી ગૌતમને તૃપ્તિ થતી ન હોય તેમ લાગ્યું. પોતે જે અંતિમ સત્ય અને શાંતિની શોધ કરે છે તે તેને મળશે નહિ એમ તેને લાગ્યું. તેણે ગુરુગૃહનો ત્યાગ કર્યો.

ફરતા ફરતા તેઓ મગધ દેશમાં આવેલ રાજગૃહી તરફ ગયા. રાજગૃહી વિંધ્યાચલની પાંચ ટેકરીઓ પર આવેલી હોવાથી સંતોનું આ નિવાસસ્થાન હતું. અહીં પાંડવશૈલ નામની ટેકરી પર તેઓ ગયા. કેટલાક યોગીઓ સ્વર્ગસુખ માટે તપ કરતા હતા, તેમને ઉપદેશ આપી તેઓ પાછા ફર્યા. માર્ગમાં મગધપતિ બિમ્બિસારના યજ્ઞ માટે એક ઘેટાંનું ટોળું જતું જોયું. તેમાં એક ઘેટું લંગડું હતું. ગૌતમે પોતે તેને ઊચકી લીધું ને પાછળ પાછળ રાજદરબારમાં ગયા. કોઈ એક તેજસ્વી પુરુષ આવ્યો છે, એવી ખબર બિંબિસાર રાજાને મળી, ત્યારે બિંબિસાર રાજા ગૌતમના દર્શને આવ્યો: "આપ કોણ? ક્યાંના? ભરજુવાનીમાં આપને શ્રમણ થવાની બુદ્ધિ કેમ થઈ?" વગેરે પ્રશ્નો બિંબિસાર રાજાએ તેમને પૂછ્યા. ત્યારે તેમણે પોતાની બધી હકીકત કહી. તે સાંભળી બિંબિસાર રાજાને ઘણું આશ્ચર્ય લાગ્યું. તેણે નમ્રતાથી

કહ્યું: “ આપના હાથમાં ભિક્ષાપાત્ર શોભતું નથી. આપે રાજદંડ જ ધારણ કરવો. સત્તા અને ધન એ વાતો ઉપેક્ષા કરવા જેવી નથી. માત્ર વિચારપૂર્વક તેનો ઉપયોગ કરવો જોઈએ. આ બેઉ ચીજો હું આપના જેવા ઉદારચરિતના ચરણે અર્પણ કરવા તૈયાર છું.” આ સાંભળી ગૌતમ હસીને બોલ્યાઃ “રાજા, તમે આદરથી આપવા કહેલી ચીજોની શું મને ખોટ હતી? પણ મેં જ સ્વેચ્છાથી તેનો ત્યાગ કર્યો. સંપત્તિ ચંચળ છે. તૃષ્ણાને અંત નથી. તેની તૃપ્તિ કરીએ તેમ તે વધારે જોરાવર થતી જાય છે. તેથી જ આ સર્વ છોડી મેં આ રસ્તો લીધો. દુઃખથી મુક્તિ કેમ મળે તે શોધી કાઢવું એ જ મારું ધ્યેય છે.” આ સાંભળી બિંબિસાર રાજા નિરુત્તર થયો. આ પછી તેમણે અહિંસક યજ્ઞ કેમ થાય તે સૂચવ્યું.

રાજગૃહનગરમાં ઉદ્રક નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તે મોટો જ્ઞાની હતો. શ્રદ્ધા, વીર્ય, સ્મૃતિ, સમાધિ અને પ્રજ્ઞા એ પાંચ વાતોનો આશ્રય કરનારને મોક્ષ મળે છે, એવો તેના ઉપદેશનો સાર હતો. ગૌતમ તેની પાસે કેટલોક વખત રહ્યા, અને પછી ગયાશીર્ષ પર્વત પર ગયા. ત્યાં ચિંતન કરતાં રાગદ્વેષરહિત થયા વગર જ્ઞાનપ્રકાશ અંતઃકરણમાં પડશે નહિ, આ સત્યની તેમને પ્રતીતિ થઈ.

પછી નૈરંજના નદીને કાંઠે આવ્યા. અહીં પાંચ ભિક્ષુ તપશ્ચર્યા કરતા હતા. શરીરને ક્ષીણ કર્યા પછી જ્ઞાનપ્રાપ્તિ થાય છે, એમ આ ભિક્ષુઓની માન્યતા હતી. ગૌતમે પણ નૈરંજના (ફલ્ગુ) નદીના કિનારે તપ કર્યું. છ વર્ષ સુધી લાગલાગટ તપશ્ચર્યા કરવાથી તેમનો દેહ ક્ષીણ થઈ ગયો. શરીર કેવળ હાડકાંના માળખા જેવું થઈ ગયું. ઇન્દ્રિયો વશ થઈ, પણ જે જ્ઞાન જોઈતું હતું તે ન મળ્યું, છતાં તેમણે તપ ચાલુ રાખ્યું. નબળાઈની પરમ અવધિ આવી. તપસ્વી ગૌતમ બેભાન બની ગયા. આ વખતે એક ગોવાળિયાએ એમને દૂધ પાયું ને જમરૂખીની છાયા કરી. ગૌતમને જ્યારે ભાન આવ્યું ત્યારે

તેમણે ગોવાળિયાઓ પાસેથી દૂધ માગ્યું. ગોવાળોએ કહ્યું: 'અમે શૂદ્ર છીએ.' છતાં તપસ્વી ગૌતમે માગીને તે પીધું.

આ વખતે ઇન્દ્રનિમિત્તે થનાર મહોત્સવમાં ગાવા માટે ગાનારીઓ જતી હતી. જતાં જતાં તેઓ પોતાના સાથીદારોને કહેતી હતી કે સતારના તાર બહુ ખેંચશો પણ નહિ કે જેથી તાર તૂટી જાય, ને એટલા ઢીલા પણ રાખશો નહીં કે જેથી સંગીત જ ન નીકળે."

તપસ્વી ગૌતમે આ વાત સાંભળી. તેમને પણ લાગ્યું કે મેં શરીરને અત્યંત કષ્ટ આપ્યું જેથી સંગીત ન લાધ્યું. ભૂખથી મર્યે મુક્તિ નહીં મળે. શરીરને અંકુશમાં રાખવું જરૂરી છે, પણ તેને નકામું બનાવવું યોગ્ય નથી.

પછી તે નદીમાં નાહવા ગયા, પણ નિર્બળતાને લીધે પડી ગયા. થોડીવાર પછી એક વટવૃક્ષ નીચે બેઠા. આ વેળા સુજાતા નામની ગોવાળની પત્ની પુત્રપ્રાપ્તિ માટે ખીરની બાધા કરવા આવી હતી. તેણે તપસ્વી ગૌતમને ખીર આપી ને અત્તર છાંટયું.

તપસ્વી ગૌતમની કાયામાં હવે નવશક્તિનો સંચાર થવા લાગ્યો હતો, પણ બીજી તરફ તેમના અજોડ તપસ્વી જીવનથી જેઓ શિષ્ય થયા હતા, તે કહેવા લાગ્યા કે ગોતમ યોગભ્રષ્ટ થયો છે ને તેઓ તેને છોડી ચાલી ગયા; પણ ગૌતમને લોકનિંદાની પરવા નહોતી. તેને તો સત્ય ને સુખ શોધવાં હતાં.

આજે તપસ્વી ગૌતમને રાજ્ય છોડે છ વર્ષ વીતી ગયાં હતાં. લગભગ ૩૬ વર્ષની ઉંમર હતી. વસંત પૂર્ણિમાનો દિવસ હતો. એક કઠિયારા પાસેથી ઘાસ માગીને તેમણે વટવૃક્ષ નીચે પાથર્યું ને તત્ત્વચિંતનમાં મગ્ન થયા.

આ વખતે ગૌતમને મોટી પરીક્ષામાંથી પસાર થવું પડયું. સાધુ સંતનો શત્રુ અને સારી વાસનાઓનો પ્રતિસ્પર્ધી જે માર તે જુદી જુદી જાતના શસ્ત્રાસ્ત્રોથી અને માયાજાલોથી ગૌતમ મુનિને સમાધિભંગ કરવા ખટપટ કરવા લાગ્યો. તેણે તેમની આસપાસ રૂપસુંદર નાચનારી-

ઓનું ટોળું લાવી છોડયું, તો પણ તેમનું ચિત્ત વિચલીત થયું નહિ, ત્યારે પ્રત્યક્ષ યશોધરાની કરુણ રમ્યમૂર્તિ તેણે નિર્માણ કરીઃ " નાથ, હવે આ દીન અબલાનો ત્રાસ ક્યાં સુધી જોવાના ! " એમ અશ્રુપૂર્ણ નયનોથી તે વિનવે છે એમ લાગ્યું. આ વખતે પણ વિવેકનો જય થઈ ગૌતમની સમાધિ અડગ રહી. આવી રીતે ઘણા ઉપાયોથી ગૌતમને પોતાના ધ્યેયથી ડગાવવાનો પ્રયત્ન મારે કર્યો, પણ ગૌતમે તેને અધિકાર વાણીથી કહ્યુંઃ " હે માર ! બીક, કુશંકા, વિષયવાસના, ગર્વ વગેરે તારી અનેક સેના સાથે તું ગમે તેટલી ચઢાઈ કરીશ તોપણ મારા પર તેનું કાંઈ પણ પરિણામ થશે નહિ, કારણકે શ્રદ્ધા, પ્રજ્ઞા, અને ઉત્સાહથી મારું અંતઃકરણ ભરેલું છે. મને મૃત્યુની બીક બતાવીશ તો તેનો કાંઈ પણ ઉપયોગ થશે નહિ. " આવા અલૌકિક નિર્ધારનું કવચ જેણે શરીર ઉપર ચઢાવ્યું છે એવા ગૌતમ ઉપર છોડેલા મારનાં બધાં બાણ બુઠ્ઠાં પડી જાય એમાં શી નવાઈ ?

આ પ્રમાણે કામદેવ ઉપર વિજય મેળવી ગૌતમ ધ્યાનસ્થ બેઠા હતા ત્યારે પૂર્ણિમાનો ચંદ્ર આકાશમાં મહાલતો હતો. ચિન્તનની અંતિમ સીમા આવી પહોંચી હતી. એકાએક રાત્રીના પ્રથમ પ્રહરે તેઓ સમસંબુદ્ધ થયા. બીજે પ્રહરે તેમને સંપૂર્ણ વિશ્વના જીવોનું જ્ઞાન થયું. ત્રીજે પ્રહરે જન્મમરણનાં કારણનું જ્ઞાન થયું. ને ચોથે પ્રહરે તે બુદ્ધ થયા. પોતે જે પરમ દિવ્ય તત્ત્વોની શોધ કરતા હતા તે તત્ત્વ તેમને જડયું. આનંદાતિશયથી નીચેના શબ્દો તેમના મુખમાંથી નીકળ્યાઃ

" દેહરૂપી ગૃહ ઊભું કરનાર તૃષ્ણાને શોધતાં શોધતાં આજ અનેક જન્મ ગયા; કેટલાએ સંસારમાં ભ્રમણ કર્યું, પણ તેનો પત્તો લાગ્યો નહિ. ફરી ફરી જન્મમરણના ચકડોળમાં સપડાવવું એ કેટલી દુઃસહ વાત છે. પણ હે તૃષ્ણા, હવે મેં તને પૂર્ણ રીતે જાણી. હવે તું ફરી એ ગૃહનિર્માણ કરી શકીશ નહિ. ઘરના થાંભલા અને મોભ તૂટી ગયા છે. મારા અહંકાર વગરના ચિત્તે તૃષ્ણાનો નાશ કર્યો છે. "

આ મોક્ષસુખનો અનુભવ લેતાં બુદ્ધદેવ સાત દિવસ સુધી તેમ ને તેમ ધ્યાનસ્થ બેસી રહ્યા હતા. પછી દસ હજાર દેવપુત્રો ત્યાં ઊતર્યાં અને તેમણે તપસ્વી ગૌતમને બુદ્ધ તરીકે વધાવ્યા ને તેમને તથા બોધિવૃક્ષને ગંગોદકસ્નાન કરાવ્યું. એટલામાં તે દુષ્ટ માર ત્યાં આવ્યો, અને મોટા સંભાવિતપણાનો ડોળ કરી કહેવા લાગ્યો. "હવે તો તમને જોઈતું મળ્યું ને? તો હવે અવતાર સમાપ્ત કરો."

આ સાંભળી બુદ્ધે કહ્યું: "ફક્ત આત્મોન્નતિ એ મારું ધ્યેય નથી. મેં શોધી કહાડેલો આનંદનિધિ હું લોકોને આપ્યા વગર મારો અવતાર પૂર્ણ કરીશ નહિ."

પોતાને સાક્ષાત્કાર થએલા દિવ્ય તત્ત્વ ઉપર આશરે બે માસ વિચાર કર્યા પછી જગદુદ્ધાર માટે ભગવાન બુદ્ધ જગત ઉપર સંચાર કરવા નીકળ્યા. રસ્તામાં એક વૈષ્ણવ સંન્યાસી તેમને મળ્યો. સંન્યાસીએ પૂછ્યું:

"આપનો સંપ્રદાય કયો?"

બુદ્ધે જવાબ આપ્યો, "મારો સંપ્રદાય નથી. જાતિવર્ણ વગેરેનો ભેદ રાખ્યા વગર જનતાનાં દુઃખનો નાશ કરવાનો રસ્તો મેં શોધ્યો છે."

પછી પહેલાંના પાંચ ભિક્ષુઓ તેને મળ્યા. બુદ્ધે પોતાનાં ધર્મતત્ત્વો તેમને કહ્યાં. "કઠોર વ્રતો અને ભોગ્ય વસ્તુઓનું અતિસેવન એ બેઉ ટાળવાં જોઇએ. આની વચ્ચેનો જે માર્ગ છે તે જ ખરો નિર્વાણપ્રાપ્તિનો માર્ગ છે. યથાર્થજ્ઞાન, ઉચ્ચ વાતો કરવાનો નિશ્ચય, ભરણપોષણનું યોગ્ય સાધન, ઉત્તમ ભાષા, સારાં કર્મ, યોગ્યજાતના યત્ન, વિચાર, અને મનની શાંતિયુક્ત સ્થિતિ, એવાં આઠ અંગોથી આ માર્ગ અવલંબાએલો છે."

બૌદ્ધધર્મની દીક્ષા લેનાર સહુ પ્રથમ આ પાંચ ભિક્ષુઓ હતા.

સંચાર કરતા કરતા ભગવાન બુદ્ધ પોતાની રાજધાનીમાં ગયા. બુદ્ધના પિતા—શુદ્ધોદન તેમને મોટા સન્માનથી રાજ્યમહેલમાં લાવ્યા. બધા લોક બુદ્ધના દર્શને આવ્યા. શોકવિહ્વલ થએલી યશોધરા માત્ર

પોતાના મહેલમાં પડી રહી હતી. પછી બુદ્ધ ત્યાં ગયા અને તેને સમજાવી. કેટલેક દહાડે શુદ્ધોદન રાજાનો અંત થયા પછી બુદ્ધે પોતાની પત્ની યશોધરા, પુત્ર રાહૂલ અને સાવકીમાતા—મહાપ્રજાવતી ગૌતમીને પોતાના ધર્મની દીક્ષા આપી.

ધીમે ધીમે બૌદ્ધધર્મનો પ્રચાર જોરથી થવા લાગ્યો. પોતાનાં તત્ત્વો રજૂ કરવાનું કૌશલ્ય, અને સામાપક્ષનો સંશય તોડી પાડવાનું સામર્થ્ય બુદ્ધમાં અલૌકિક હતું. પીડિતોને અને મુમુક્ષુને અજબ યુક્તિવાદથી સન્માર્ગે તરફ વાળતા. એ વિષેની કેટલીક વાતો ઘણી જ બોધપ્રદ છે.

કિસા ગૌતમી નામની એક સ્ત્રી હતી. તેનો એકનોએક પુત્ર સર્પદંશથી મરણ પામ્યો. 'કોઈ સર્પદંશ પર દવા આપો!' એમ કહેતી તે બારણેબારણે ફરવા લાગી. મરેલું માણસ દવાથી શી રીતે જીવતું થશે, એટલો પણ વિચાર તેને કરતાં આવડ્યો નહિ, કારણકે પુત્રશોકથી તે ગાંડી થઈ હતી. કોઈપણ માણસ મળે કે તે પોક મૂકી રડતી, અને સર્પદંશ પર કોઈ દવા આપો એમ વીનવતી. છેવટે તે બુદ્ધ પાસે આવી અને તેમની પાસે પણ આ જ યાચના કરી. બુદ્ધે તરત જ કહ્યું: "ઠીક, જા મને મુઠીભર રાઈ લાવી આપ, એટલે દવા બનાવી આપું. પણ એટલી શરત કે જે ઘરમાંથી રાઈ લાવી આપે, તે ઘરમાંથી મા, બાપ, છોકરો, બૈરી, નોકર વગેરે કોઈપણ પહેલાં મરેલું હોવું જોઈએ નહિ." એ શરત માન્ય રાખી શોકમગ્ના ગૌતમી રાઈ લાવવા નીકળી. પણ જે ઠેકાણે તપાસ કરે તે ઠેકાણે કોઈ મરી ગયેલું હોય જ. છેવટે તેને નિરાશ થઈ પાછું આવવું પડયું, ત્યારે બુદ્ધે મનુષ્યદેહ કેવો ક્ષણભંગુર છે તે તેને સમજાવી તેનું સાંત્વન કર્યું.

ભારદ્વાજ નામનો એક ખેતી કરનાર બ્રાહ્મણ હતો. તેને ઘેર મોટો ઉત્સવ ચાલતો હતો, ત્યારે બુદ્ધ ભિક્ષા માગવા ત્યાં ગયા. ઉત્સવ સમયે મુંડન કરેલો સંન્યાસી બારણામાં આવેલો જોઈ તે બ્રાહ્મણ ચીડાયો. તેણે બૂમ પાડી કહ્યું: "અરે સાધુડા, જતો રહે.

અમે મહેનત કરી ખેતરમાં પકવીએ અને તું મફતનું અન્ન ખાવા માંગે એ તને સારું લાગે છે?" બુદ્ધે નમ્રતાથી ઉત્તર આપ્યો: "ભાઇ, હું પણ એક ખેડૂત છું." બ્રાહ્મણે પૂછયું: "તારા બળદ, હળ, ખેતર કયાં છે?" બુદ્ધે જવાબ આપ્યો: "ભ્રાન્ત લોકોનાં અંતઃકરણ એ મારું ખેતર, પ્રજ્ઞા એ મારું હળ, વીર્ય એ બળદ, ધર્મ એ દંડ, અને શ્રદ્ધા એ બીજ છે. હું બધે જ્ઞાનરૂપી હળ ફેરવી અજ્ઞાનરૂપી કાંટા કાઢી નાખું છું, અને ત્યાં શ્રદ્ધાબીજનું વાવેતર કરું છું. આ મારી ખેતીને જે પાક આવે છે તેનું નામ નિર્વાણ." આ જવાબ સાંભળી આ પુરુષ મહાજ્ઞાની છે, એમ બ્રાહ્મણને ખાત્રી થઇ અને તે તરત બુદ્ધને શરણ ગયો.

આવી રીતે પોતાના પ્રતિભાતેજથી અવ્યાહત પીસ્તાલીસ વર્ષ સુધી બુદ્ધદેવ ધર્મપ્રચાર કરતા હતા. તેમના ઉત્કર્ષથી ચીડાઈ જઈ કેટલાક બ્રાહ્મણોએ તેમનો સખ્ત વિરોધ કર્યો. તેમના શીલ ઉપર છાંટા ઉડાડવાના નીચ પ્રયત્ન કરી જોયા, પણ બધું જ ફોકટ ગયું. બુદ્ધના પ્રખર ચારિત્ર્યસૂર્ય આગળ આ અપવાદના હિમગિરિ ઓગળી જતા. તેમના અનુયાયીઓની સંખ્યા લાખો ગણાવા લાગી. કેટલાએ શ્રીમંત માણસોએ પોતાનું સર્વ બુદ્ધને અર્પણ કરી સંન્યાસદીક્ષા લીધી. તો કેટલાક અહંકારી પંડિતો ગર્વરહિત થઈ બુદ્ધના ધર્મધ્વજ નીચે આવ્યા.

બુદ્ધદેવ વહેલા પરોઢીએ જાગતા. તે વખતે તે ધ્યાનસ્થ થતા અથવા વિહારની બહાર આમતેમ ફરતા, પછી ગામમાં ભિક્ષા માટે જતા. આ વખતે તેમને કોઈ કંઈ પૂછે તો તેને પૂરો જવાબ આપતા અને મુમુક્ષુઓને સન્માર્ગનો ઉપદેશ કરતા. ભિક્ષા લઈ બપોરે વિહારમાં આવતા. પછી ભોજન લઇ, થોડી વાર વિશ્રાન્તી લઈ પાછા તે ધ્યાનસ્થ થતા. સાંજે ભિક્ષુઓને અને ગૃહસ્થોને ઉપદેશ કરવાનો તેમનો કાર્યક્રમ હતો. મધરાતના સુમારે તે સૂઈ જતા. જમણે પડખે પગ પર પગ મૂકી ઓશિકે હાથ દઇ સૂઈ રહેવું એને જ સિંહશય્યા કહે છે. પ્રવાસે જતા ત્યારે બુદ્ધ સાથે ઘણા શિષ્યો રહેતા.

છેવટે પોતાનો નિર્વાણકાળ નજીક આવ્યાનું બુદ્ધે જાણ્યું. પાવાગામે ચુંદ લુહારને ત્યાં પોતાના શિષ્યો સાથે જમવા ગયા. ત્યાં બુદ્ધને કાચું અને ઝેરી અન્ન પીરસ્યું. ખરી રીતે એ અન્નના ગુણધર્મ બુદ્ધે પહેલેથી જ જાણ્યા હતા. બુદ્ધે ચુંદને ખોટું ન લાગે માટે પીરસેલું અન્ન ખાધું. તેમને તરત જ વ્યાધિ થયો, અને તેમણે પોતાના પટ્ટશિષ્ય આનંદને સાલવૃક્ષ નીચે શય્યા તૈયાર કરવા કહ્યું. પોતાના સદ્‌ગુરુનો કાળ પાસે આવ્યો છે એમ જાણી આનંદ નાના બાળકની માફક મોટેથી રડવા લાગ્યો, ત્યારે બુદ્ધે તેનું સાંત્વન કરતાં કહ્યું: "આનંદ, મૃત્યુ એ વસ્તુનો સ્વભાવધર્મ છે. વસ્તુ ગમેતેટલી પ્રિય હોય, તોપણ છેવટે તેનો વિયોગ તો થવાનો જ." પછી પોતાની પાછળ બુદ્ધધર્મનો પ્રચાર કરવાનો સર્વાધિકાર તેમણે આનંદને સુપ્રત કર્યો. આટલું થતાં સુધીમાં ભિક્ષુ અને બીજા ભક્તોનાં ટોળેટોળાં બુદ્ધદેવના દર્શને આવવા માંડયાં. આ મહાવિરાગી, મહામુનિ, ઇહલોક છોડી જવાના એ જાણ્યાથી ભાવિક લોકોને અત્યંત શોક થયો. જે તે ભીડમાંથી રસ્તો કરી બુદ્ધદેવ પાસે જવા અને તેમની સાથે વાતચીત કરવા પ્રયત્ન કરતા હતા. પણ આનંદે બધાને વિનંતીપૂર્વક કહ્યું કે: "ભગવાન હવે ક્ષીણ થયા છે. માટે કોઈએ પાસે આવી બોલાવવાનો પ્રયત્ન કરવો નહિ."

આખરે બધાને ઉદ્દેશી ઊંચા સ્વરે બુદ્ધદેવે કહ્યું: "મેં ઉપદેશેલો ધર્મ એ જ મારી પાછળ તમારો શાસ્તા છે એમ માનજો. બધી વસ્તુઓ જુદાજુદા ઘટકની બનેલી હોઈ ક્ષણભંગુર છે. માટે દરેક પોતાનાં કર્તવ્યો સાવધાન ચિત્તે કરવાં અને મોક્ષ પ્રાપ્ત કરવો."

પોતાના ઉજ્જ્વલ તત્ત્વજ્ઞાનનું રહસ્ય આમ ટૂંકામાં કહી બુદ્ધ ચિંતનમગ્ન થયા, અને થોડીવારમાં જ તે નિર્વાણને પામ્યા.

# ભગવાન મહાવીર

## [ ૩ ]

વિક્રમસંવત પૂર્વે ૬૦૦ નો એ સમય હતો. શું ધર્મક્ષેત્રે કે શું કર્મક્ષેત્રે ભારતવર્ષમાં વિવિધ પ્રવાહો ગતિમાન હતા. કર્મક્ષેત્રનું ભારતવર્ષ હજી પ્રાચીન કાળની ભવ્યતા જાળવી રહ્યું હતું. અંગ, મગધ, વત્સ, અવન્તી, સિંધુ, આદિ અનેક દેશો રાજસત્તાક હતા. ને કોશલ ને વિદેહ જેવાં રાષ્ટ્રો પ્રજાસત્તાક હતાં. રાજા તો સર્વત્ર હતા, પણ પ્રજાસત્તાક રાજ્યોમાં નામમાત્રની તેમની છાયા હતી, ને સર્વ કારભાર ગણરાજો ચલાવતા. પ્રજા શાન્ત હતી ને આબાદ હતી.

પણ ધર્મક્ષેત્રની સ્થિતિ અત્યંત વિચિત્ર હતી. ભારતવર્ષની ભાવુક પ્રજા ધર્મપ્રાણ તો હતી જ, પણ ધર્મે રૂઢી ને આડંબરનું સ્થાન લીધું હતું. શ્રદ્ધા, ધર્મ અને સદનુષ્ઠાનનું સ્થાન અંધવિશ્વાસ, હિંસા ને કુરુઢીઓએ લીધું હતું.

ઠેરઠેર આસુરી શક્તિઓની પૂજા પ્રગટી હતી. નિતનિત યજ્ઞોના અનન્ત હોમહવનોમાં અસંખ્ય પશુહત્યાઓની હારમાળા રચાતી. જગત આત્માની તાકાત વિસરી ગયું હતું. વેદ, ધર્મ ને શાસ્ત્રના અધિકારી કેવલ દ્વિજ! શૂદ્ર ને અન્ત્યજ જાતિઓને કોઈ અધિકાર

નહીં. આ માટે શાસ્ત્રનાં ફરમાનો જ આગળ ધરવામાં આવતાં, ને સ્પષ્ટ આજ્ઞાઓ અપાતી કે,

"વેદ સાંભળનાર શૂદ્રના કાનમાં સીસું અને લાખ ભરવામાં આવે. એનું સામાન્ય ઉચ્ચારણ કરનારની જીભ કાપી લેવામાં આવે ને તેના મુખપાઠ કરનારનો વધ કરવામાં આવે. શૂદ્રને બુદ્ધિ ન આપવી, યજ્ઞનો પ્રસાદ ન આપવો, ધર્મ તેમ જ વ્રત પણ ન આપવાં."

સ્ત્રીઓની પણ આ જ સ્થિતિ હતી. પુરુષવર્ગના પારતંત્ર્યમાં રહ્યા સિવાય એને કોઈ સ્વતંત્ર કર્મ–ધર્મ નહોતાં. યજ્ઞક્રિયા જ સર્વસ્વ હતી. યજ્ઞક્રિયામાં પશુબલિ સર્વશ્રેષ્ઠ હતો. આત્મા, કર્મ અને પુરુષાર્થની તો વાતો જ ન હતી.

આ વેળા ભારતવર્ષ ધર્મક્ષેત્રમાં કોઈ મહાન ક્રાંતિકારની રાહમાં હતું. આ કપરી વેળાએ જ લોકધર્મના મહાન પ્રણેતા ભગવાન બુદ્ધ અને આત્મધર્મના મહાન ઉપદેષ્ટા ભગવાન મહાવીર પેદા થયા.

[ ૧ ]

જે કાળની આ ઘટના છે, એ કાળમાં વિદેહ દેશ બહુ વૈભવસંપન્ન દેશ હતો. દેવોની અમરાવતી સમાન સુશોભિત વૈશાલી નામની નગરી એની રાજધાની હતી. આ વૈશાલી તત્કાલીન સુપ્રસિદ્ધ નગરીઓમાંની એક હતી. વૈશાલીના રાજા (ગણનાયક) તરીકે પ્રસિદ્ધ હૈહય વંશનો ચેટક નામે રાજા હતો. આ દેશના રહેવાસીઓ વૃજિક કે વૈદેહ નામે ઓળખાતા.

આ વૈશાલીના પશ્ચિમ પરિસરમાં સુંદર એવી ગંડકી નદી વહેતી હતી. આ ગંડકીના પશ્ચિમકિનારે સમૃદ્ધ ને શાન્ત એવું ક્ષત્રિય-કુંડપુર નામનું ગામ આવેલું હતું. ક્ષત્રિયકુંડપુરના રાજાનું નામ સિદ્ધાર્થ હતું. સિદ્ધાર્થ કાસ્યપગોત્રીય જ્ઞાતક્ષત્રિય હતા. તેઓ રાજા ચેટકની બેન ત્રિશલા નામની ક્ષત્રિયાણીને પરણ્યા હતા.

રાજા સિદ્ધાર્થ અને રાણી ત્રિશલા તીર્થંકર શ્રી પાર્શ્વનાથનાં ઉપાસક હતાં. આ રાજારાણી ખૂબ આનંદ ને હેતપ્રીતથી રહેતાં હતાં.

જોઈએ તેટલી સમૃદ્ધિ હતી. ઇચ્છીએ તેટલી શાન્તિ હતી. પોતાના વંશને જાળવે તેવો એક સુંદર નંદીવર્ધન નામે પુત્ર પણ હતો. સુખી રાજા અને સુખી રાણીનું આ જોડું શાન્તિથી કાળનિર્ગમન કરતું હતું.

એકદા ધનત્રયોદશીની રાત્રી હતી. મધ્યરાત્રિને સમયે રાણી ત્રિશલાએ ચૌદ મહાસ્વપ્ન નિહાળ્યાં. સ્વપ્નદર્શન પછી રાણી તરત જ જાગ્રત થયાં, અને રાજાને પોતાનાં સ્વપ્નની હકીકત કહી. સંભળાવી. રાજા સિદ્ધાર્થ વિચક્ષણ પુરુષ હતા. તેમણે તરત જ કહ્યું કે આપણે ત્યાં કોઈ પુત્રનો જન્મ થશે. છતાંય રાજા સિદ્ધાર્થે આ મહાસ્વપ્નનો સ્પષ્ટ ફ્લાદેશ જાણવા અષ્ટાંગનિમિત્તવેત્તાઓને તેડાવ્યા.

નૈમિત્તિકોએ સ્પષ્ટ જણાવ્યું કે "મહારાજ, સ્વપ્નશાસ્ત્રમાં ૭૨ પ્રકારનાં મહાન સ્વપ્ન બતાવ્યાં છે. તેમાં આ ચૌદ પ્રકારનાં સ્વપ્ન જોનાર સ્ત્રીને પેટે ચક્રવર્તી રાજા અથવા ધર્મચક્રવર્તી જન્મે છે."

આ સાંભળી રાજા–રાણી બંને ખૂબ પુલકિત થયાં. સર્વને મન-વાંછિત દાન આપી વિદાય કર્યા. હવે હર્ષના ને ઉલ્લાસના દિવસો વીતતા ચાલ્યા. સાત મહિના વ્યતીત થયા હશે, ત્યાં એકાએક ગર્ભનું હરવું ફરવું બંધ થઈ ગયું. રાણી ત્રિશલા આથી એકદમ વ્યાકુળ થઈ ગયાં. તેમને લાગ્યું કે :શું મારો ગર્ભ પડી ગયો. તે આક્રંદ કરવા લાગ્યાં. પણ વસ્તુસ્થિતિ જુદી હતી. ગર્ભસ્થ આત્માએ પોતાના હલન–ચલનથી માતાને કષ્ટ પહોંચે છે, એમ સમજી હલન–ચલન બંધ કર્યું હતું, પણ પ્રેમાળ માતાને તો એ દુઃખમાં પણ પરમ આત્મસુખ હતું, તેમ જાણી તેમણે પોતાનું હલન–ચલન પુનઃ ચાલુ કર્યું. અને આ જ વખતે નિશ્ચય કર્યો કે જે મહાન કાર્ય માટે હું જન્મું છું, તે અંગેની પ્રવ્રજ્યા માતા–પિતા જીવતાં હશે ત્યાંસુધી નહીં લઉં. રાણી ત્રિશલા પોતાનો ગર્ભ ક્ષેમકુશળ છે, તેમ જાણી આનંદિત થયાં.

ગ્રીષ્મની ઋતુ હતી. વૃક્ષેવૃક્ષ ખીલી ઊઠચાં હતાં. વનની સુગંધી વેલીઓ, ને ઉદ્યાનોની સુંદર વાટિકાઓ નવનવાં ફૂલભારથી મત્ત થઈ ઊઠી હતી. આમ્રવૃક્ષો ફૂલભારથી લચી પડચાં હતાં, ને કોકિલાઓ

સુન્દર સરોદે ગાઈ રહી હતી. ચૈત્ર શુકલા ત્રયોદશીની મધરાત જામી હતી. આ વેળા રાણી ત્રિશલાએ ત્રયોદશીના ચંદ્રથીય અધિક તેજસ્વી પુત્રરત્નનો જન્મ આપ્યો. આ પુત્રરત્ન તે જ શ્રમણ ભગવાન મહાવીર.

રાજા સિદ્ધાર્થે દશ દિવસ સુધી નગરમાં ઉત્સવ મનાવ્યો. બારમે દિવસે શુભ મુહૂર્તે નામકરણ કર્યું. આ પુત્ર ગર્ભમાં આવ્યા પછી બધી જાતની લક્ષ્મીની વૃદ્ધિ થવાથી બાળકનું નામ 'વર્ધમાન' રાખ્યું. શું બાળકનું રૂપ ને શું તેનું તેજ! રાજા–રાણી તો તેની પાછળ ગાંડાં થઈ ગયાં. જે જુએ તેનું મન મોહી જાય તેવું એ બાળક હતું.

કુમાર વર્ધમાન નાનપણથી ગંભીર હતા. કોઈ પણ વસ્તુ કે ક્રિયા તરફ તેઓ ઊંડી નજરથી જોતા. તેમની ડાહ્યકાઈ, ચિંતનશીલતા જોઈને સહુ આશ્ચર્યમગ્ન બની જતા.

કુમાર વર્ધમાન આઠેક વર્ષની ઉંમરના થયા હશે. શરીર નાનપણથી તેજસ્વી ને બાંધો અત્યંત સુગઠિત હતો. એકવાર તેઓ પોતાના સરખે-સરખા મિત્રો સાથે 'આમલકી' (પીંપળીદા) નામની રમત એક વટ-વૃક્ષ નીચે રમતા હતા. અચાનક મોટો ભયંકર સર્પ બહાર નીકળી આવ્યો. સાક્ષાત યમરાજ જેવા સર્પને નિહાળી બધા કુમારો નાસી ગયા, પણ વર્ધમાન તો જાણે ભયનું નામ જ જાણતા ન હોય તેમ તેમણે કુશ-ળતાથી સાપને પૂંછડીથી પકડી લીધો ને લીલામાત્રમાં દૂર ફેંકી દીધો, અને બધાં બાળકોને રમવા માટે એકઠા થવા ફરી આમંત્રણ આપ્યું.

ફરી એકવાર આવો પ્રસંગ પડયો. કોઈ માયાવી, બાળકોની સાથે રમવા ભેગો મળી ગયો. રમતમાં શરત એવી હતી કે હારનારની પીઠ પર જીતનાર બેસે. પેલો માયાવી હારી ગયો. કુમાર વર્ધમાન જીત્યા. એટલે તેઓ તેની પીઠ પર ચડયા. પેલો તો માયાવી હતો. એ તો ધીરે ધીરે તાડની જેમ લાંબો થવા લાગ્યો, ને કુમારને લઈ દોડવા લાગ્યો. બધે હાહાકાર થઈ ગયો, પણ જોતજોતામાં કુમાર વર્ધમાને એની પીઠ પર એવા જોરથી એક મુક્કી લગાવી, કે પેલો ચીસો પાડતો જમીન પર જ બેસી ગયો.

આમ કુમાર વર્ધમાનને તેમની નિર્ભીકતાથી સહુ મહાવીર કહેવા લાગ્યા, પણ કુમારને આ બાહ્ય શત્રુઓને જીતવા કરતાં અંતરંગ શત્રુઓને જીતવાની મનોભાવના હતી, ને ત્યારે જ 'મહાવીર' નામની સાર્થકતા થવાની હતી.

આઠ વર્ષ પૂરાં થતાંની સાથે વિદ્યાભ્યાસ માટે તેમને લેખશાલામાં મોકલવામાં આવ્યા. પણ આ સર્વજ્ઞાની બાળકને વધુ જ્ઞાન આપી શકાય તેમ શિક્ષકને ન લાગ્યું. તેણે પોતાની અશક્તિ સ્પષ્ટ જાહેર કરી. આમ કુમાર ધીરે ધીરે મોટા થવા લાગ્યા.

કુમાર બાલ્યાવસ્થાથી જ ચિંતનપ્રિય હતા. તેઓ ધીરે ધીરે ભોગોપભોગથી દૂર હઠતા જતા હતા. શૃંગારસાધનોનો તો પ્રથમથી જ મોહ નહોતો. સાદાઈ ને સંયમીજીવન પ્રત્યે તેઓ વધુ ઉત્સુક હતા, પણ શૃંગાર છોડવાથી કે બાહ્ય ટાપટીપ તજી દેવાથી અંતરનું રૂપ કંઈ થોડું ઓછું થાય છે! સ્વયંસુન્દર પુરુષો તો અલંકાર વગર વધુ શોભે છે. સાત હાથની પ્રચંડ કાયાવાળા, તપ્ત સુવર્ણ જેવી કાંતિવાળા, મહાન ગજરાજ જેવી શક્તિવાળા કુમાર વર્ધમાન ગમે તેવાનું દિલડું હરી લેતા.

યુવાનીના વાયરા વાયા. દેહના અંગપ્રત્યંગ, વસંત ઋતુ આવે વૃક્ષેવૃક્ષ પાંગરી ઊઠે તેમ, ખીલી ઊઠ્યાં. યુવાનીને અને કામદેવને તો મિત્રતા ! જ્યારે લોભામણા સંસારનાં વિધવિધ સોણલાં આવે, ત્યારે આ જુવાન કુમાર તો કામવિજયનાં સ્વપ્નાં સેવતો હતો. પણ માબાપને તો આવા કલૈયા કુંવરને પરણાવવાના ઓરતા વીતતા હતા. માત-પિતાને રાજી રાખવાની ગર્ભમાંથી જ પ્રતિજ્ઞા કરનાર કુમાર વર્ધમાન મા-બાપના એટલા ઓરતા કેમ અધૂરા રાખે. રૂપગુણસુન્દર યશોદા નામક રાજકુમારી સાથે તેમનાં લગ્ન થયાં. આ લગ્નના ફલસ્વરૂપ 'પ્રિયદર્શના' નામે પુત્રી થઈ. ઉદાસીન કુમારનો ગૃહસ્થાશ્રમ આમ સુખી જોઈ માતપિતા અત્યંત આનંદ પામતા હતાં, પણ તેમને ખ્યાલ નહોતો કે એ તો જલમાં રહેલ કમળની જેમ સર્વથી અલિપ્ત જ હતા.

કુમાર અઠ્ઠાવીશ વર્ષના થયા, ત્યારે માતાપિતાનો સ્વર્ગવાસ થયો. હવે કોઈ બંધન નહોતું. પોતાની ચિરકાળની ઇચ્છા માટે તેઓ જાગ્રત થયા ને મોટા ભાઈ નંદીવર્ધનની આજ્ઞા માગી. મોટાભાઈ માતાપિતાના સ્વર્ગવાસથી શોકાતુર હતા જ, ત્યાં આ વાત જાણી અત્યંત દુઃખી થયા, ને તેમણે નાના બાંધવને નમ્રતા પૂર્વક બે વર્ષ સુધી પ્રવ્રજ્યા ગ્રહણ ન કરવા પ્રાર્થના કરી.

વિવેકી વર્ધમાને ભાઈનું માયાભર્યું અંતર પારખ્યું. તેમણે બે વર્ષ માટે હા પાડી, અને ભવિષ્યના ત્યાગીજીવનની પૂર્વ તૈયારીઓ આરંભી. પોતાના નિમિત્તે થતા બધા આરંભ-સમારંભો તેમણે બંધ કરાવ્યા, ને છેલ્લા વર્ષમાં તો પોતાની કહેવાતી તમામ સંપત્તિનું તેમણે દાન આપવું શરૂ કર્યું. દેશદેશનાં ગરીબગુરબા ને યાચકો ક્ષત્રિયકુંડમાં ટોળે વળવા લાગ્યાં. આમ ટૂંક સમયમાં પોતાના સર્વસ્વનો ત્યાગ કરી, અનેકનાં દારિદ્ર દૂર કરી, કુમાર વર્ધમાન પ્રવ્રજ્યાને માટે તત્પર થયા.

[૨]

માગશર મહિનો હતો. શુકલા દશમીનો ચોથો પ્રહર હતો. કુમાર વર્ધમાન સર્વની અનુમતિ સાથે રાજપ્રાસાદની બહાર નીકળ્યા. 'ચંદ્ર-પ્રભા' નામક પાલખી બહાર તૈયાર હતી. વિશાળ લોચનવાળા કુમારે એક વાર સર્વ સમૃદ્ધિ તરફ નજર ફેરવી પાલખીમાં સ્થાન લીધું. કુમારના આ મહાન ત્યાગને જોવા સેંકડો નરનારીઓ એકઠા થયાં હતાં, જાણે માનવસાગર ઉમટ્યો હતો.

નગરની બહાર જ્ઞાતખંડ નામક ઉદ્યાન તરફ પાલખી ચાલી. પાછળ રાજા નંદીવર્ધન, રાજકુટુંબ, રાજ્યાધિકારીઓ ને ચતુરંગી સેના હતી. જ્ઞાતખંડ ઉદ્યાનમાં આવી કુમાર એક અશોકવૃક્ષ નીચે ઊતર્યા. પોતાના દેહપર રહેલ વસ્ત્રાભૂષણોનો ત્યાગ કર્યો, રેશમ જેવા મનોહર કેશને પાંચ મુષ્ટિથી ઉખેડી નાખી પોતાની દેહકષ્ટની પ્રચંડ તૈયારીનો સહુને મૂંગો બોધપાઠ આપ્યો.

રાજા નંદીવર્ધનનું ક્ષત્રિયહૈયું મીણથીય નરમ બની ગયું. તેમની

આંખોમાંથી આંસુની ધારા વહી રહી હતી. કોમળ સ્ત્રીઓ તો આ દૃશ્ય જોઈ શકતી નહોતી. પણ કુમાર વર્ધમાન સ્વસ્થ હતા. તેમનાં નેત્રોમાં એક અગમ્ય જ્યોતિ ઝગમગતી હતી. એક જ વસ્ત્ર શરીર પર ધારણ કરી કુમાર વર્ધમાને સર્વની વિદાય લીધી. દૃશ્ય અત્યંત હૃદયભેદક હતું.

વર્ધમાન હજી થોડે જ દૂર ગયા હશે, ત્યાં એક બ્રાહ્મણ હાંફળો ફાંફળો તેમની પાછળ આવી પહોંચ્યો, ને પગમાં પડી વિનવવા લાગ્યો! "હે દયા–અવતાર, આપે અનેકોનું દારિદ્ર દૂર કર્યું, પણ હું કમનશીબ દૂર દેશ હતો. મારા પર કંઈ કૃપા કરો."

તપસ્વી વર્ધમાન પાસે હવે કંઈ નહોતું, શરીર પર કેવલ એક વસ્ત્ર બાકી રહ્યું હતું. તેમણે અડધું વસ્ત્ર ફાડીને બ્રાહ્મણને આપી દીધું. આ વસ્ત્ર સામાન્ય વસ્ત્ર નહોતું, કિંમતી દેવદૂષ્ય હતું, બ્રાહ્મણને આ વસ્ત્રથી સંતોષ થયો ને તે આશીર્વાદ આપતો પાછો વળ્યો. વર્ધમાન ચાલતા ચાલતા સૂરજ ઢળતાં કમરિગ્રામ પહોંચ્યા. અહીં રાત્રિ ગાળવા એક ઠેકાણે તેઓ કાયોત્સર્ગ (સમાધિ) રહ્યા. આ વેળા એક ગોવાળીઓ પોતાના બળદ સાથે ત્યાં આવ્યો. એને ગામમાં કંઈક કામે જવું હતું. વર્ધમાનને ત્યાં જોઈને બળદ તેમને સોંપી ગામમાં ગયો. કામકાજ પતાવી તે પાછો આવ્યો ત્યારે બળદ ત્યાં નહોતા. ગોવાળીઆએ વર્ધમાનને પૂછ્યું: 'હે મુનિ, મારા બળદ ક્યાં ગયા?" વર્ધમાન ધ્યાનમાં હતા. તેમણે કંઈ જવાબ ન આપ્યો. ગોવાળને લાગ્યું કે આ મુનિને કંઈ ખબર નહીં હોય, એટલે તે બીજે શોધવા ચાલ્યો ગયો, ને આખી રાત રખડ્યો, પણ બળદ ક્યાંય ન મળ્યા. થાકીને સવારે તે પાછો વર્ધમાન પાસે આવ્યો, ને જોયું તો બંને બળદ ત્યાં બેઠા બેઠા વાગોળે! ગોવાળને લાગ્યું કે આ મુનિ ધૂર્ત છે, એણે મને જાણી જોઈ ને હેરાન કર્યો. આથી ક્રોધે ભરાઈ તે વર્ધમાનને મારવા દોડ્યો. પણ જેવો તે મારવા જાય છે, તેવો અચાનક રાજા ઇંદ્ર ત્યાં હાજર થયો. રાજા ઇંદ્રને જોઈ ગોવાળ શરમાઈ ગયો.

આ પછી રાજા ઇંદ્રે વર્ધમાનને નમસ્કાર કરી કહ્યું: " હે ભગવન્, આપની સાધનાનાં બાર વર્ષ દરમિયાન આપને અનેક જાતનાં કષ્ટ પડશે, માટે મને આપની સેવામાં રહેવાની આજ્ઞા આપો. "

આ સાંભળી વર્ધમાને કહ્યું: "રાજન્, કોઈ પણ અર્હન્ત બીજાના બળે સિદ્ધિ પામતા નથી. તેઓ તો પોતાના ઉદ્યમ, બળ, વીર્ય ને પુરુષાર્થથી જ ભવારણ્ય તરી જાય છે."

અહીંથી વર્ધમાન આગળ વધ્યા. શીતકાલ અને ઉષ્ણકાળ તેમણે આજુબાજુમાં વીતાવ્યો, ને વર્ષાકાલ માટે તેમણે પોતાના પૂર્વપરિચિત એક આશ્રમકુલપતિના નિમંત્રણનો સ્વીકાર કર્યો. આ આશ્રમમાં ઝૂંપડીઓ બાંધીને અનેક તપસ્વીઓ રહેતા હતા, વર્ધમાનને પણ આશ્રમ તરફથી એક પર્ણકુટી મળી. આ પર્ણકુટીમાં તેમણે પોતાનું ધ્યાન આરંભ્યું. પણ ટૂંક સમયમાં તેમને ખબર પડી કે અહીંનું પ્રવૃત્તિમય વાતાવરણ પોતાને પ્રતિકુલ છે. તેમ જ વારંવાર પર્ણકુટીની રક્ષા માટે તેમને સૂચનાઓ મળવા માંડી, પણ ધ્યાનમગ્ન કુમારથી તે કાર્ય થવું અશક્ય હતું. આજુબાજુથી ભૂખી ગાયો આવીને પર્ણકુટીનું ઘાસ ચરી જતી. ધીમે ધીમે પર્ણકુટી ઉજ્જડ થવા લાગી, પણ વર્ધમાનનું લેશ પણ લક્ષ તે તરફ નહોતું. આખરે કુલપતિ કંટાળ્યો, અને એણે ઠપકો આપતાં કહ્યું: "કુમાર, એક પક્ષી પણ પોતાના માળાની રક્ષા કરે છે, તો તમે ક્ષત્રિયપુત્ર છો, તમારી પર્ણકુટી તો સાચવો,"

મુનિ વર્ધમાને કંઈ જવાબ ન આપ્યો. તેમણે વિચાર્યું કે હવે મારું અત્રે રહેવું બધાને અપ્રીતિકર થશે, તે માટે આનો ત્યાગ કરવો, તેમ જ હવેથી મારે નીચેની પ્રતિજ્ઞાઓ ખાસ પાળવી,

(૧) અપ્રીતિકર સ્થાનમાં ન રહેવું,
(૨) નિત્ય મૌન ધારણ કરવું.
(૩) ધ્યાનસ્થ રહેવું.
(૪) હાથમાં જ ભોજન કરવું.

(૫) ગૃહસ્થનો વિનય ન કરવો. (પોતાની જરૂરિયાત માટે તેમનો આદરભાવ ન કરવો.)

આ પ્રતિજ્ઞાઓ સાથે વર્ધમાને આ સ્થળનો ત્યાગ કર્યો. તેઓ જતાં જતાં અસ્થિક નામના ગામના પાદરમાં આવી પહોંચ્યા. સૂરજ પશ્ચિમાકાશમાં ડૂબતો જતો હતો. તેમણે પાસેના એક દેવાલયમાં જ રાત્રિ વીતાવવાનો નિર્ણય કર્યો, પણ તેઓને દેવાલયમાં આવતા જોઈ, ત્યાં દર્શનાર્થે આવેલા લોકોએ કહ્યું.

"મુનિજન, રાત્રિવાસ માટે આ સ્થાન યોગ્ય નથી. આ દેવાલય શૂલપાણિ નામના યક્ષનું છે. દિવસે ગમે તે અહીં રહી શકે છે, પણ રાતવાસા માટે બીજે જવું પડે છે. કાળા માથાનું માનવી હજી અહીં રાતવાસો રહી કુશળ રહી શક્યું નથી."

"એ વાતની ફિકર ન કરશો. કેવળ આ ચૈત્ય તમારું છે, તો રાતવાસા માટે મને આજ્ઞા આપો." વર્ધમાને નિર્ભયતાથી જવાબ વાળ્યો.

ગ્રામજનોએ કચવાતે મને રજા આપી, પણ તેમને શંકા હતી કે આ પુરુષ કદાચ જ કુશળતાપૂર્વક કાલ સવારનાં દર્શન કરે. રાત્રિનો શ્યામ પડદો પૃથ્વી પર વીંટાયો. યક્ષનું દેવાલય નિર્જન બની ગયું. ભૂલેચુકે કોઈ પથિક પણ ત્યાં ન ડોકાતો. જેમ જેમ રાત વીતતી ચાલી, તેમ તેમ ગામલોકની ચિંતાનો પાર ન રહ્યો. તેમના કાને ભયંકર અટ્ટહાસ્યના ધ્વનિ વારેવારે અથડાતા હતા. નક્કી બિચારા તપસ્વીનું આવી બન્યું! એમ કડાકા ને ભડાકા સાથે મધરાત્રી વીતી. રાત્રિના ત્રીજા પ્રહરે એકાએક સંગીત સંભળાવા લાગ્યું. સહુએ વિચાર્યું: "નક્કી આ યક્ષ પેલાને ખાઈ ગયો, ને હવે મસ્ત બની સંગીત આલાપે છે."

સૂરજનાં અજવાળાં પૃથ્વી પર પથરાયાં કે બધાં દેવાલય તરફ દોડી ગયાં. પણ આ શું? સહુના મહાન આશ્ચર્ય વચ્ચે તપસ્વી વર્ધમાન ત્યાં સાજાસારા વિદ્યમાન હતા. ઉપરાંત તેમના પગ પાસે પુષ્પ, ગંધ, માલા આદિ પડયાં હતાં. સહુને લાગ્યું કે ખરેખર! આ કોઈ મહાન પુરુષ છે! બધા તપસ્વી વર્ધમાનની જય બોલાવવા લાગ્યા.

ધીરે ધીરે તપસ્વી વર્ધમાનની ખ્યાતિ બધે પ્રસરવા લાગી. તેમનાં તપ–જપ ને જ્ઞાન–ધ્યાનથી આકર્ષાઈને તેમની આસપાસ લોકોનાં ટોળેટોળાં દર્શનાર્થે આવવા લાગ્યાં. જ્યાં જાય ત્યાં વાતવાતમાં માનવ-મેળો જામી જાય–કોઈ કાંઈ પ્રાર્થના કરે, કોઈ કંઈ વાંચ્છે! ધ્યાન-પરાયણ વર્ધમાન માટે આ કીર્તિ ને વાહવાહ અસહ્ય હતાં. તેમજ બીજી તરફથી તપ–જપ ને જ્યોતિષનો વેપાર લઈને બેઠેલા કહેવાતા યોગીઓના રોષનો પાર નહોતો! તેમનો વેપાર વણસી જવા બેઠો હતો. તેઓ પણ તેમને અન્યત્ર જવાની પ્રાર્થના કરી રહ્યા હતા. આખરે વર્ધમાન એક દિવસ ચાલી નીકળ્યા, એ ખ્યાતિ, એ જયજય નાદ, ને એ ઉપાસનાઓથી દૂર દૂર!

વચ્ચે સુવર્ણવાલુકા ને રૂપ્યવાલુકા નામની નદીઓ આવી. અહીં સુવર્ણવાલુકાના તટપર બાકી રહેલું અડધું વસ્ત્ર પણ પડી ગયું. વર્ધમાન તો કંઈ પણ પરવા કર્યા વગર વધ્યે જ ગયા. તેઓ દૂર દૂર નીકળી ગયા. અચાનક કેટલાક માણસો તેમને વીંટળાઈ વળ્યા, ને પ્રાર્થના કરવા લાગ્યા.

"યોગીરાજ, તમે જે માર્ગ લીધો છે, તે ખોટો છે. અજાણ્યા લાગો છો, નહીં તો આ રસ્તે ન જાત! આ ટૂંકો માર્ગ છોડી પેલા લાંબા માર્ગે સંચરો! આ રસ્તે જતાં ભલભલા બળુકાઓની કાયા કંપે છે."

પણ વર્ધમાન તો જરાય વિહ્વળ ન થયા. તેઓ તો તે રસ્તે જ આગળ વધ્યા. પેલા લોકો ફરીથી કહેવા લાગ્યાઃ "હે દયાળુ, આપને ક્યાંથી ખબર હોય કે આ માર્ગે પેલા દુષ્ટ નાગનો મહા ઉપદ્રવ છે. જેને જુએ એને છોડતો જ નથી, એના આશ્રમની નજીક ગયેલો મનુષ્ય તો શું, પશુ કે પક્ષી પણ પાછું ફર્યું હોય એમ અમે કે અમારા બાપદાદાએ જોયું કે જાણ્યું નથી!"

છતાંય વર્ધમાન પાછા ન વળ્યા. ભય, સંતાપ કે વેદના જાણે તેમને સ્પર્શ્યા જ નહોતાં. તેઓ તો એ નાગના સ્થળની પાસે જઈને

ધ્યાનમગ્ન બન્યા. કોઈ પણ પ્રતિસ્પર્ધીને સહન ન કરવાની ટેવવાળા નાગે જ્યારે પોતાના ઘરમાં જ કોઈને ઘૂસી આવેલો જોયો ત્યારે તેણે ભયંકર ફુત્કાર કર્યો. એકવાર, બેવાર, ત્રણવાર ! પણ આ શું ? આ માનવીને કંઈ પણ અસર ન થઈ. સદાય સફળ થવાની ટેવવાળો નાગરાજ આમ વિફળ થતાં ભયંકર બન્યો. એ પોતાની વિકરાલ દંષ્ટ્રા ઉઘાડીને દોડ્યો ને વર્ધમાનના પગના અંગુઠે જોસથી ડંખ માર્યો.

ડંખમાંથી લાલ લાલ લોહીને બદલે સફેદ દૂધ જેવી ધારા વહી નીકળી. અસંભવિત ઘટના ઘટી ! ધીરેથી અવાજ આવ્યો: "ચંડકૌશિક, કંઈક સમજ, કંઈક વિચાર કર !" આ તે શબ્દો કે અમૃતની વર્ષા ! જાણે માતાની મમતા, મિત્રની હિતશિખામણ ને કોઈ ગુરુની દિવ્ય વાણી એમાં ગુંજી રહી હતી. સદાય અજેય નાગ વર્ધમાનના ચરણ આગળ પરાજિત બની ઢગલો થઈને પડ્યો.

વર્ધમાન ટૂંક સમય ત્યાં સ્થિરતા કરી આગળ વધ્યા. જતાં વચ્ચે ગંગા નદી આવી. એક નૌકા તૈયાર હતી. બધા પ્રવાસીઓ સાથે વર્ધમાન પણ તેમાં બેઠા. તેવામાં ડાબી બાજુ ઘુવડે ઘોર ચિત્કાર કર્યો. નાવમાં ખેમિલ નામનો નૈમિત્તિક પણ બેઠો હતો. એણે કહ્યું: 'આજે પ્રાણાન્ત કષ્ટ આવી પડશે.'

બન્યું પણ એવું. નૌકા ગંગાના મધ્યભાગમાં પહોંચી હશે ને એક ભયંકર વાવાઝોડું ધસી આવ્યું. દિશાઓ અંધકારથી છવાઈ ગઈ. પહાડ પહાડ જેવડાં પાણીનાં મોજાં ઉછળવા લાગ્યાં. ચારે તરફ ઘોર અંધકાર વ્યાપી ગયો. પ્રવાસીઓ ગભરાઈ ઊઠ્યા. પણ વર્ધમાન તો એક ખૂણે ધ્યાનમગ્ન બેઠા હતા. જીવનમરણના આ સોદા પ્રત્યે તેમને લેશમાત્ર કુતૂહલ નહોતું. પણ થોડીવાર પછી તોફાન પાછું હઠ્યું, ને પાણી શાન્ત થઈ ગયાં. નૌકા સરસર સરતી કિનારે લાંગરી. આ વખતે ખેમિલ નૈમિત્તિક બોલી ઊઠ્યો: "હે પ્રવાસીઓ ! આજે તમારે માથે પ્રાણઘાતક કષ્ટ હતું, પણ નાવના એક ખૂણે સ્થિત થયેલા પેલા

દિવ્ય કાંતિમાન યોગીના પ્રતાપે તમે બધા બચી ગયા છો. સહુ તેમને નમસ્કાર કરો !'

બધા પ્રવાસીઓ પોતાના જીવનદાતાને જયવાક્યોથી વધાવવા લાગ્યા. પણ તપસ્વી વર્ધમાનને કંઈ નહોતું. તેઓ નૌકામાંથી નીચે ઊતરી નતમસ્તકે પોતાના રસ્તે આગળ વધ્યા. ટૂંક સમય બાદ એ જ રસ્તેથી પુષ્ય નામનો એક મહાસામુદ્રિક નીકળ્યો. એણે રેતીમાં પડેલાં પગલાં જોવાં, ને વિચારવા લાગ્યો.

"આ પગલાં ને તેની રેખાઓ નક્કી દર્શાવે છે, કે કોઈ વિપત્તિવાદળોમાં ઘેરાયેલો ચક્રવર્તી આ રસ્તેથી આગળ વધ્યો છે. ચાલ, હું તેને મદદ કરું, જેથી ભવિષ્યમાં મને એ ચક્રવર્તીનો લાભ મળે."

પુષ્ય એ કાળનો મહાસામુદ્રિક હતો. એને પોતાના જ્ઞાન પર પરમ વિશ્વાસ ને અટલ અભિમાન હતું. પગલાંને અનુસરતો તે આગળ વધ્યો. થોડે દૂર જતાં તેણે એક સ્થળે ધ્યાનાવસ્થિત ભિક્ષુને જોયો. ચક્રવર્તીને બદલે એક ભિક્ષુને જોતાં પુષ્યને પોતાનાં શાસ્ત્રો પર ખૂબ ક્રોધ ચડયો. તેણે વિચાર્યું કે શાસ્ત્રો તો પોકારી પોકારીને કહે છે કે આવી મહાન રેખાવાળો ચક્રવર્તી જ હોય, ત્યારે આ ભિક્ષુ કેમ!

તે ક્રોધમાં ને ક્રોધમાં પોતાનાં તમામ શાસ્ત્રોને જલશરણ કરવા ચાલ્યો, ત્યાં કોઈએ કહ્યું: "હે વિદ્વાન્ પુરુષ! તારું જ્ઞાન સાચું છે. જેને તું ભિક્ષુ જાણે છે, તે ધર્મચક્રવર્તી ભગવાન મહાવીર પોતે જ છે."

મહાતપસ્વી, મહાજ્ઞાની ને મહાધ્યાની તરીકે વર્ધમાનની ખૂબ જ ખ્યાતિ થઈ ગઈ હતી. આ ખ્યાતિથી આકર્ષાઈને 'ગોશાળક' નામે એક યુવાન ભિક્ષુ તેમની પાસે આવ્યો, ને સ્વયં શિષ્ય બની ગયો. આ શિષ્યથી તેમને અત્યંત કષ્ટ, ખૂબ વેદના ને પરિસહ વેઠવા પડયા, છતાંય પ્રેમસાગર વર્ધમાને સદાય તેનું ભલું ઇચ્છયું.

પ્રવ્રજ્યા સ્વીકાર કર્યે વર્ષો વીતતાં ચાલ્યાં. જે પરમ જ્ઞાનની રાહમાં તેઓ મૌન હતા, તે જ્ઞાનના દરવાજા હવે ઉઘડવાની તૈયારીમાં હતા. શરીર, મન ને ઇંદ્રિયો પર અજબ કાબુ આવી ગયો હતો;

છતાંય વર્ધમાનને લાગ્યું કે આર્ય દેશમાં તો માનસન્માન મળે; અનાર્ય દેશમાં પ્રવાસ ખેડીને શક્તિની પરીક્ષા કરવી ઘટે. સુખ જેમ ભોગવવાં ગમે, તેમ દુઃખ પણ ભોગવાય, તો સુખદુઃખનાં દ્વંદ્વ ઓછાં થાય.

અનાર્ય દેશ તો અનાર્ય જ ને ! મહાતપસ્વી વર્ધમાન એમને મન શિકારની ચીજ ! સ્થળે સ્થળે શિકારી કૂતરાઓ તેમના પર હલ્લો કરતા, લાઠી–પથ્થરોનો વરસાદ વરસતો, તીરોનું અનુસંધાન થતું: પણ આ તો મહાવીર ! એમને મન આ દુઃખ પણ કંઈ જ વિસાતમાં નહોતાં. હોંશે હોંશે એ સહન કરી પાછા ફર્યા.

પરમ જ્ઞાન પ્રગટ થવાને ટૂંક અવધિ બાકી હતી, પણ કસોટીનાં વાદળો હજી વિખેરાયાં નહોતાં. સંગમ નામના એક દેવે તેમનો છ માસ સુધી ભયંકર રીતે પીછો પકડયો. છ છ માસ સુધી મહાવીર અનાહારી રહ્યા. આખરે દેવ હાર્યો ને વર્ધમાન જીત્યા. છેલ્લે છેલ્લે એક ગોવાળિયે તેમના પર બળદની ચોરીનો આરોપ મૂકી, તેમના કાનમાં ઘાસના ખીલા નાખ્યા.

આમ મહા કષ્ટના, મહા વેદનાના, વિવિધ સંતાપના બેચાર માસ નહીં, બેચાર વર્ષ નહીં, પણ સાડાબાર વર્ષ વીતી ગયાં. ક્ષુધાપિપાસાની પરવા નહીં, માનાપમાનની લેશ માત્ર લાગણી નહીં, રાતવાસો મળ્યો તો ઠીક નહીં તો વૃક્ષની છાયા જ સહી, સુખ કરતાં દુઃખને જ દીવો લઈને શોધવા નીકળવાની વૃત્તિ! પહાડ જેવાં કષ્ટો સામે વજ્ર જેવી કાયાને કસવી; આટલું જ નહીં; સાડાબાર વર્ષમાં કેવલ ૩૪૯ દિવસ જ સહેજે મળેલું–નિષ્પાપ ભોજન કરવું! અને ત્યાં સુધી જ્ઞાની બનીને ઉપદેશ દેવાની દાનત નહીં, એક પણ શિષ્ય કરી ગુરુભાર વહોરવાની વૃત્તિ પણ નહીં. એકાકી, અડગ, અજેય, અપ્રતિબદ્ધ વિહારી! વર્ધમાન ખરેખર મહાવીર બન્યા!

સમય આવી પહોંચ્યો. વૈશાખ સુદ ૧૦ નો દિવસ હતો. ચંદ્રનો ઉત્તરા ફાલ્ગુની નક્ષત્ર સાથે યોગ થયો હતો.

જંભિય ગામની સમીપ વહેતી ઋજુવાલુકા નદીને ઉત્તર તીરે,

શાલવૃક્ષની નીચે તેમને પરમ જ્ઞાન ઉપજ્યું. ત્રણુ લોકનો પ્રકાશ દેખાયો, સાડાબાર વર્ષની સાધના પછી મૌની પુરુષે મૌન ખોલ્યું. જગતને સ્વકાર્ય દ્વારા મૂક બોધપાઠ આપનાર મહાન આત્માએ પોતાની અમર જિહ્વાથી દિવ્યવાણી રેલાવવી શરૂ કરી.

જીવનભરનું દિવ્ય ચિંતન, સાડાબાર વર્ષનું મૌન અને સાડાબાર વર્ષની પરમ તપશ્ચર્યા: એ પછી શું ન સાધ્ય થાય ? એમના શબ્દો મંત્રોની ગરજ સારે, એમના સંકલ્પમાત્ર કાર્યસાધક નીવડે, એમની વાણી અમૃતવર્ષા બને !

[ ૪ ]

પહાડોની પ્રચંડ કરાડો પાછળ છૂપાયેલો જલસ્રોત, એ કરાલ શિલાઓને વર્ષોની સાધનાદ્વારા ભેદીને કેવા પ્રચંડ વેગથી બહાર ધસી આવે છે ! બારબાર વર્ષથી મૌન સેવતા શ્રી ભગવાન મહાવીરે હવે એવી રીતે પોતાના ઉપદેશની ધારા રેલાવી મૂકી.

આ પ્રસંગે મધ્યમા નામની નગરીમાં સોમિલાચાર્ય નામના એક શ્રીમંત બ્રાહ્મણે મહાન યજ્ઞની આયોજના કરી, અને તત્કાલીન આર્યાવર્તના મહાન વિદ્વાનોને ધર્મના નિર્ણય માટે આમંત્ર્યા. જોતજોતામાં મધ્યમા નગરી અનેક વિદ્વાનો અને યાત્રાળુઓથી ઊભરાઇ ગઇ. આ વેળાના આર્યાવર્તના મહાન અગિયાર વિદ્વાનો પોતાના અનેક શિષ્યો સાથે ત્યાં ઉપસ્થિત થયા.

ભગવાન મહાવીર આ સમયે મધ્યમાથી ૪૮ કોશ દૂર હતા. તેમને લાગ્યું કે મારા ધર્મપ્રવર્તન માટે આ પ્રસંગ ખૂબ જ અનુરૂપ છે, મારે ત્યાં જઈ પહોંચવું જોઇએ. બીજે દિવસે તો યજ્ઞકાર્યની શરૂઆત હતી. ભગવાન મહાવીર એક રાત્રિમાં ૪૮ કોશ ચાલી સવાર થતાં થતાં મધ્યમાની બહારના મહાસેન ઉદ્યાનમાં આવી ઊભા રહ્યા.

બંને પક્ષને સુવર્ણસંધી આવીને ખડી થઈ ગઇ હતી. આર્યાવર્તના હાન વિદ્વાન ઇંદ્રભૂતિગૌતમે ભગવાન મહાવીરને વાદમાં હરાવી લેવાનું

બીડું ઝડપ્યું, પણ ન જાણે આર્યાવર્તના ધર્મ-ઇતિહાસનું નવું પૃષ્ઠ ઊઘડવાનું હશે; ઇંદ્રભૂતિ તો શું પણ બાકીના દશે વિદ્વાનો ભગવાન મહાવીર પાસે લીલામાત્રમાં હાર્યા ને પોતાના શિષ્યો સાથે તેમના શિષ્ય બની ગયા. ભગવાને આ અગિયાર વિદ્વાનોને પોતાના સંઘના ગણધર બનાવ્યા, ને ઇંદ્રભૂતિગૌતમને પોતાના પટધર બનાવ્યા. આ પ્રસંગે અનેક સ્ત્રીઓએ સાધ્વીધર્મ અંગીકાર કર્યો. અનેક સ્ત્રીપુરુષો તેમના સંઘમાં પ્રવેશ્યા.

આ સંઘ દિનપ્રતિદિન વધતો ચાલ્યો. ધીરે ધીરે તત્કાલીન રાજાઓ પણ આકર્ષાયા. તેઓ દ્વારા પણ ભગવાન મહાવીરને અહિંસા, સંયમ અને તપરૂપ જૈનધર્મના ફેલાવામાં પુષ્કળ વેગ મળ્યો! વૈશાલીનરેશ ચેટક, કૌશામ્બિપતિ શતાનિક, મગધરાજ શ્રેણિક, ઉજ્જયનીપતિ ચંડપ્રદ્યોત, પોતનપુરસ્વામી પ્રસન્નચંદ્ર, રાજા ઉદાયન વગેરે અનેક નરેશોએ તો તેમનું શિષ્યત્વ સ્વીકાર્યું.

અહિંસા-અમારિના પડહો ગાજવા લાગ્યા. જે યજ્ઞોમાં નરમેધ, અશ્વમેધ ને અજામેધ થતો, ત્યાં ડાંગરથી પરિસમાપ્તિ થવા લાગી. વર્ણાવર્ણ વચ્ચેનો વિદ્વેષ ઓછો થતો ચાલ્યો, શાસ્ત્રોની જટિલતા ઓછી થઈ. તત્કાલીન ચાલુ લોકભાષા અર્ધમાગધીમાં શાસ્ત્રોની રચનાઓ થવા લાગી. પ્રજા આત્માને-આત્માની અનંત તાકાતને-આત્માના ઈશ્વરત્વને પિછાણવા લાગી. આસુરીપૂજાના દિવસો નામશેષ બન્યા, આત્મા ઓળખાયો. ભગવાને નીચેના સિદ્ધાંતો પ્રતિપાદન કર્યા.

(૧) બધા જીવો સુખ અને આયુષને ઇચ્છે છે. દુઃખ અને મરણ સૌને અપ્રિય છે, માટે જીવો અને જીવવા દો!

(૨) બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર એ ભેદ તો ક્રિયાજન્ય છે. શાસ્ત્રશ્રવણ ને આચરણનો સર્વને સમાન હક્ક છે.

(૩) હિંસાજનિત યજ્ઞ તે યજ્ઞ નથી. આત્માના કષાયોનું બલિદાન તે જ સાચો યજ્ઞ છે.

(૪) લોકપ્રવાહને અનુસરવું યોગ્ય નથી.

(૫) આત્માનો ઉદ્ધાર આત્મા પોતે જ કરી શકે છે, ને સ્વબળથી તે પરમાત્મા બની શકે છે. ઈશ્વરત્વનો કોઈએ ઈજારો લીધો નથી. સમ્યગ્ (સાચું) જ્ઞાન, સમ્યક્ ચારિત્ર અને સમ્યક્ શ્રદ્ધા એ જ મોક્ષપ્રાપ્તિનો–ઈશ્વરત્વનો માર્ગ છે.

(૬) સ્ત્રીને શાસ્ત્રશ્રવણનો ને સંન્યાસનો સરખો અધિકાર છે.

આ ઉપરાંત ભગવાન મહાવીરે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહનાં વ્રતો પ્રયોજ્યાં. તેમજ જાતિમત્સરને પરિણામે જડ થયેલી વર્ણો તથા વર્ણશંકર જ્ઞાતિના અનેક ખંડોને સાંધવા, તેમ જ જ્ઞાતિભેદના અનિષ્ઠ બંધારણનો નિષેધ કરવા, એક 'સંઘ' સ્થાપ્યો. આમાં કોઈ પણ જાતિ કે વર્ણને પ્રવેશવાનો એકસરખો અધિકાર હતો. આ સંઘને બે ભાગમાં વહેંચ્યો, સાધુ ને ગૃહસ્થ. સાધુ ઉત્કટપણે વ્રતાદિ પાળે, ગૃહસ્થ સંસાર ચલાવતો સાધુઓના ઉપદેશ સાંભળે ને યથાશક્ય વ્રતાદિ પાળે. આમાં પણ સાધુ ને સાધ્વી, શ્રાવક ને શ્રાવિકા, એમ ચારનો સમાવેશ કર્યો.

આ સિવાય સંસારના સર્વ ધર્મ–કર્મોને સર્વ રીતે સમાધાનપૂર્વક જોવા માટે 'સ્યાદ્‌વાદ' નામના વાદની સ્થાપના કરી. આ સર્વ રચનાથી તત્કાલીન સમાજમાં મહાન ઊહાપોહ જાગ્યો, પશુઓના બલિ વગર ને સોમપાનાદિ વિના યજ્ઞો નીરસ બની ગયા. બ્રાહ્મણ ને બીજા વર્ણો એક આરે આવી જવાથી વર્ણની મહત્તા નષ્ટ થવા પામી. વૈશ્ય ને શૂદ્ર પણ શાસ્ત્રના વિષયમાં માથું ઊંચકવા લાગ્યા. સ્ત્રીઓ પણ હવે પુરુષના દાસત્વમાંથી મુક્ત થવા પાંખો ફફડાવવા લાગી.

ભગવાન મહાવીરનું ૭૨ મું વર્ષ પૂરું થતું હતું. પોતાનું જીવનકાર્ય સમાપ્ત થવાની વેળા આવી પહોંચી, એમ જાણી એમણે પોતાની છેલ્લી દેશના આરંભી. આ વખતે તેઓ પાવાનગરીમાં હતા. આસો વદ અમાસનું પ્રાતઃકાલ હતું. સભા હેકડેઠઠ ભરાઈ હતી. કાશીકોશલના ૧૮ ગણરાજો સભામાં બિરાજમાન હતા.

ભગવાન મહાવીરની વાણી પુષ્કરાવર્ત મેઘની જેવી વરસતી જ ચાલી. દિવસ પૂરો થયો, સંધ્યા થઈ, રાત્રીનો પ્રથમ પ્રહર વીત્યો ! બીજો પ્રહર પૂર્ણ થયો, તોય પ્રભુ થંભતા નહોતા. ત્રીજા પ્રહોરે એમની વાણી થંભી. પ્રભુ આ સંસારથી મુક્ત થઈ ગયા.

અમાવાસ્યાની આ અંધકારમયી રાત્રિ ધન્ય થઈ ગઈ. ગણુરાજોએ પ્રભુનો જયજયકાર વર્તાવ્યો, અને ઉત્સવસૂચક અનેક દીપાવલિઓથી અમાવાસ્યાને દીપાવલિ બનાવી દીધી.

એ દીપાવલિઓનો પ્રકાશ કોણ કહેશે કે આજે પણ બુઝાયો છે ! સંસારમાં અહિંસા ને સત્યનો આદરભાવ રહેશે, માનવભ્રાતૃભાવ ને સમાનતાનાં સન્માન થશે, ત્યાં સુધી ભગવાન મહાવીર સદાય પૂજાતા રહેશે !

# ઈસૂ ખ્રિસ્ત

[ ૪ ]

**૧૯૪૪** વર્ષ પહેલાંની એક રાત હતી. પૅલેસ્ટાઈન પ્રાન્તના બેથેલહેમ ગામ પાસે કેટલાક ભરવાડો તાપણીની આજુબાજુ વાતો કરતા બેઠા હતા. ટાઢ સખત હતી. પંખીઓનાં નાનાં બચ્ચાં તેમનાં માબાપોની હૂંફાળી પાંખોમાં ભરાઈ બેઠાં હતાં, તો પણ તેમની ટાઢ ઊડતી ન હતી. સસલાં જેવા પ્રાણીઓના પગ ઠરી ગયા હતા, અને તેમને હરવું ફરવું અશક્ય થયું હતું. ઘેટાંઓ પણ આમતેમ ફર્યા વગર એકમેકને અડકી સ્વસ્થ બેઠાં હતાં. ભરવાડોએ તાપણી ખૂબ મોટી સળગાવી હતી. તેના ભડકાના પ્રકાશમાં તેમના રાતાચોળ મજબૂત વિશાળ ચહેરાઓ સ્પષ્ટ દેખાતા હતા. ઑગસ્ટસ રાજાએ પોતાના રોમન રાજ્યનું વસ્તીપત્રક કરવાનું નક્કી કરેલું, એટલે ભરવાડોની વાતોમાં એ વિષય આવે તેમાં નવાઈ નહોતી. એટલામાં એક ચમત્કાર થયો ! અંધારા આકાશમાં એક તેજનો પુંજ દેખાવા લાગ્યો; અને બગલાની પાંખ જેવાં સફેદ વસ્ત્રો ધારણ કરેલો એક તેજસ્વી પુરુષ તેમાંથી પ્રકટ થયો. ભરવાડો ગભરાયા. એક બે તો મૂર્ચ્છિત થવાની અણી પર હતા, એટલામાં તે પુરુષ ગંભીર વાણીથી બોલવા લાગ્યો.

"ગભરાશો નહિ, હું દેવદૂત છું. હું તમને શુભવાર્તા કહેવા આવ્યો છું. તમારા ઉદ્ધારકે આજે જન્મ લીધો છે. ગામમાં જાઓ! કોઢમાં બાળોતીયામાં લપેટી મૂકેલું બાળક તમને દેખાશે. તે જ તમારો ઉદ્ધાર કરશે!" એટલું કહી દેવદૂત અદૃશ્ય થયો. કોઢ પાસે દેવદૂતના કહેવા પ્રમાણે ભરવાડો આવ્યા. જુવે છે તો મરિયમ અને જોસેફ નામનાં સ્ત્રીપુરુષ પોતાના પુત્રને બાળોતીયામાં લપેટી લઈ બેઠાં હતાં. ભરવાડોએ પરમેશ્વરના નામનો જયજયકાર કર્યો, અને દેવદૂતે કહેલા શુભ વર્તમાન તેમને કહ્યા. મરિયમ અને જોસેફે પોતાની જાતને ધન્ય ગણી. બાળકનાં દર્શન કરી ભરવાડો પોતપોતાને ઘેર ગયા. આ પછી અઠવાડિયે બાળકનું નામ ઈસૂ રાખ્યું.

મરિયમ ઇસૂની માતા હતી. તે ગાલીલ પ્રાંતમાં આવેલા નાઝરથ ગામમાં રહેતી હતી. મરિયમ બહુ પવિત્ર અને નેક સ્ત્રી હતી. એનું વેવિશાળ પયગંબર દાઉદના વંશના યુસુફ નામના એક સંસ્કારી જુવાન સાથે થયું હતું. દેવોના રાજા ઇંદ્ર વિષે અથવા મહારથી કર્ણના જન્મ વિષે આપણે ત્યાં જેવી દંતકથા છે, એવી જ ઘટના ઈશુના જન્મ વિષે છે.

આ વેળા બધા પ્રદેશ પર રોમના બાદશાહની આણ પ્રવર્તતી હતી. 'સીઝર ધી ગ્રેટ' રોમના સિંહાસને હતો. રોમન સત્તાનો એ મધ્યાહ્ન કાળ હતો. આ વખતે બાદશાહે બધી રૈયતની વસ્તી ગણતરીનો હુકમ બહાર પાડ્યો. આ હુકમ પ્રમાણે સિરિયાના રૂમી પ્રાંતના બધા યહુદીઓ પોતાના કુટુંબકબીલા સાથે પોતાની જન્મભૂમિ તરફ ચાલ્યા.

જુવાન યુસુફ પણ મરિયમ સાથે પોતાનો અસબાબ એક ગધેડા પર લાદી પોતાને વતન બેથલેહેમ તરફ ગયો. આ વેળા બહારગામથી બધા યહુદીઓ આવ્યા હતા, એટલે તમામ ધર્મશાળાઓ ભરચક હતી. યુસુફને ઢોર બાંધવાની ગભાણમાં ઉતરવું પડયું. અહીં બાળકનો જન્મ થયો.

એજ અરસામાં કેટલાક જોષીઓ ત્યાં આવ્યા. પૂર્વ દિશામાં તેમને એક તારો દેખાયો અને તે ઉપરથી ઈસૂના અવતારની વાત જાણી. યહુદીઓના રાજા હેરોદને જોષીઓએ કહ્યું કે આ બાળક નવો ધર્મ સ્થાપશે, અને યહુદીઓનો રાજા બનશે. હેરોદ આ વાતથી ડર્યો, અને જોષીઓને એ નવા અવતારની શોધ માટે મોકલ્યા.

આ વેળા યહુદીઓ મુસાને પ્રભુ માનતા. એમનું ધર્મશાસ્ત્ર 'જૂના કરાર'ને નામે પ્રસિદ્ધ હતું. તેઓ મૂર્તિની પૂજા કરતા, ને ગાય, ઊંટ કે ઘોડાની આહુતીઓ આપતા. પહાડ, વૃક્ષ કે સાપમાં દેવત્વ કલ્પતા. ધર્મમાં સડો પેઠો હતો. ધર્માચાર્યો શ્રીમંતાઇ ને રાજશાહીના આશ્રિતો હતા.

પૂર્વ તરફનો તારો જ્યાં લઇ જાય ત્યા જવું એમ નક્કી કરી તેઓ રસ્તો શોધતા આવ્યા. ઇસૂ જે ઘરમાં હતો ત્યાં આ જોષીઓ આવી પહોંચતાં તારો થોભ્યો. જોષીઓ ઘરમાં ગયા. તેમણે ઇસૂ આગળ દંડવત કર્યા. તેને સોનું, ગંધરસ વિગેરે દાન આપ્યા પછી તેઓ પાછા ફર્યા.

જોષીઓ હેરોદ રાજા પાસે ન જતાં પોતાને દેશ ચાલ્યા ગયા. તેઓ પાછા ન આવવાથી હેરોદને વધારે ધાસ્તી થવા લાગી. વ્યસની અને દુર્બલ રાજાઓ બહુ સંશયી અને બીકણુ હોય છે. પોતાના રાજ્યમાં પોતાથી મોટો અને લોકો ઉપર પ્રભુત્વ ચલાવનાર માણસ નિર્માણ થવો તેમને પસંદ પડતું નથી. હેરોદ રાજાને પણ તેમજ થયું. કાલે ઇસૂના પગ આગળ આખી દુનિયા લોટશે એ કલ્પના જ તેને અસહ્ય થઇ પડી. ઈસૂને મારી નાખવા માણસો મોકલવાના વિચારમાં તે હતો, તેટલામાં ઈસૂનાં માબાપને આગાહી થઇ કે બાળકને લઈ મિસર દેશમાં જવું અને ફરી સૂચના થાય ત્યાં સુધી ત્યાંજ રહેવું. આ સૂચન પ્રમાણે તેઓ ઇસૂને લઈ રાતોરાત મિસર દેશમાં ગયાં. પછી હેરોદના મૃત્યુની ખબર તેમને જણાઇ, ત્યારે ઈસૂનો પિતા યુસુફ ઈસૂને લઈ ગાલિલી પ્રાન્તના નાઝરેથ ગામમાં જઈ રહ્યો.

ઇસૂ મોટો થવા લાગ્યો તેમ તેમ તેનું શારીરિક બળ અને બુદ્ધિનું તેજ વિકાસ પામવા લાગ્યું. તે બાર વર્ષનો થયો ત્યારે એક વખત યુસુફ અને મરિયમ તહેવાર માટે તેને લઈ જેરૂસલેમ આવ્યાં. ઉત્સવ સમાપ્ત થયા પછી તેઓ જવા નીકળ્યાં, પણ ઇસૂ પાછળ રહી ગયો. બાળક ક્યાંય દેખાતું નથી એમ જોઇ મરિયમ ગભરાઈ, તેની આંખે એકદમ પાણી આવ્યું. "મારું બાળક ક્યાં છે, તે શોધી લાવો !" એમ કહી તે કાલાવાલા કરતી યુસુફને વિનવવા લાગી. યુસુફે તેનું સાંત્વન કર્યું, અને તે શોધ કરવા લાગ્યો. એટલામાં જેરૂસલેમના મંદિરમાં ઇસૂ ધર્માચાર્યોની સભામાં બેઠેલો દેખાયો. ધર્માચાર્યો સાથે તે ધાર્મિક વિષયો ઉપર ચર્ચા કરતો હતો. તેનું ઊંડું જ્ઞાન અને તેજ જોઇ ધર્માચાર્યો ચકિત થયા. પછી યુસુફ ઇસૂને મરિયમ પાસે લઈ આવ્યો. તેને છાતીએ ચાંપી મરિયમ બોલીઃ "બેટા, અમને ભૂલાવી તું કેમ પાછળ રહ્યો ? અમારો જીવ ઊડી ગયો હતો." આ સાંભળી ઇસૂએ હસતાં હસતાં કહ્યુંઃ "મા, તમને આટલું બીવાનું કારણ શું ? હું મારા પિતાના (પ્રભુના) મંદિરમાં હતો." પણ તે ભોળાં માબાપને આ ઉદ્ગારનું રહસ્ય શી રીતે સમજાય ?

એ જ વખતે જાર્દન નદીને કિનારે એક વિરક્ત અને ધર્મશાસ્ત્ર માણસ રહેતો હતો. તેનું નામ યોહાન હતું. યોહાન ઊંટના વાળનું વસ્ત્ર પહેરતો અને કમરે ચામડાનો પટો બાંધતો. જંગલમાં મળતું મધ તેનો ખોરાક હતોઃ ઉપવાસ વ્રતાદિક કરવાં અને ચિત્તશુદ્ધિ કરી પરમેશ્વરને શરણ જવું એવો તેનો ક્રમ હતો. પશ્ચાત્તાપથી પાપનો નાશ થાય છે, પરમેશ્વરને શરણ જઈ સ્વર્ગપ્રાપ્તિ કરી લો એવો તે ઉપદેશ કરતો. તે જાર્દન નદીની ખીણોમાં ફરતો. તેણે પવિત્ર જાર્દન નદીમાં લાખો લોકોને બૅપ્ટિઝમ આપી શુદ્ધ કર્યા હતા. બધા લોકો યોહાનને શ્રેષ્ઠ પુરુષ માનતા. કેટલાકને તો તે 'પરમેશ્વરનો પુત્ર' ખ્રિસ્ત છે એમ લાગતું. પણ યોહાન તે જ વખતે તેમનું નિરાકરણ કરતો કે, "અરે, તે દેવનો પુત્ર હું નથી, તેનો હજી અવતાર થવાનો છે."

સૂર્યનો ઉદય થવા પહેલાં પૂર્વમાં પ્રથમ અરુણ આવે છે—પોતાની લાલ ધ્વજા ફરકાવતો, 'નિગાહ રાખો મહારાજ' એમ પોકારતો તે સૂર્યના આગમનની વધાઈ આખા જગતને આપે છે. પરમેશ્વરનો અવતાર થવા પહેલાં એવો જ કોઈક પ્રથમ પૃથ્વી પર આવી અવતારના સ્વાગતની તૈયારી કરી રાખે છે, તે યોગ્ય જ છે. લોકોની મનોભૂમિકા તૈયાર કરી રાખ્યા વગર અવતારની ઓળખાણ તેમને કેવી રીતે થાય ? યોહાન એવો જ અગ્રદૂત હતો. ઈસૂ પહેલાં ૧૫ વર્ષે પૃથ્વી પર આવી તેણે ઇસૂનો માર્ગ સાફ કરી રાખ્યો હતો.

બીજા લોકો પ્રમાણે ઈસૂ પણ બૅપ્ટિઝમ લેવા યોહાન પાસે આવ્યો. યોહાન વિરક્ત હોવાથી તે મોટા મોટા અધિકારીઓ તથા સત્તાધીશોને ગણતો નહિ, પણ ઈસૂ સામે આવતાં જ યોહાન તેની આગળ નમ્ર થયો. ઈસૂએ બૅપ્ટિઝમ લેવાની ઇચ્છા બતાવતાં જ યોહાન બોલ્યો: " હે શ્રેષ્ઠ પુરુષ, તું આખી દુનિયાનું તારણ કરનાર પરમેશ્વરનો વહાલો પુત્ર છે. તારા ઉપાનહ ઊંચકવાની પણ મારી યોગ્યતા નથી. તારે જ અમને પાવન કરી લેવાના છે. હું તને શી રીતે બૅપ્ટિઝમ આપું ? "

"મારું કહેવું માન્ય કરો. બધું જ ધર્મને અનુસરી થવું જોઇએ." એમ ઇસૂએ તેને કહ્યું. છેવટે બહુ આનાકાની પછી યોહાન ઇસૂને બૅપ્ટિઝમ આપવા તૈયાર થયો.

વિધિપૂર્વક બૅપ્ટિઝમ લઇ ઇસૂ જાર્દન નદીમાંથી બહાર આવ્યો; તે જ વખતે એક ચમત્કાર થયો. આકાશના વાદળી દરવાજા ઊઘડયા, અને ઉપરથી એક સફેદ કબૂતર નીચે ઊતર્યું. તે એકદમ ઇસૂ તરફ જઇ તેના ઉપર છાંયો કરી ઊભું રહ્યું. યોહાન ગળગળો થયો; કારણ તે સફેદ કબૂતર પવિત્ર આત્માનું રૂપ હતું. ઇસૂ પરમેશ્વરનો પુત્ર છે, એ સત્ય જગતને બતાવવા માટે જ આ ચમત્કાર થયો એટલું જ નહિ પણ દશે દિશાઓમાંથી શબ્દ ઘુમવા લાગ્યો કે, " હે મારા પ્રિય પુત્ર, હું તારા ઉપર પ્રસન્ન થયો છું. "

ઇસુના પિતાનો કુલધંધો સુતારનો હતો. એ ધંધો કરતાં કરતાં ઇસુએ આત્મતત્ત્વ ચિંતન ચાલુ રાખ્યું. એણે દઢ બ્રહ્મચર્ય વ્રતની પ્રતિજ્ઞા લીધી, ને પવિત્ર જીવન, અહિંસક ભાવના ને બંધુત્વની ભાવનાનો પ્રચાર કરવા માંડયો.

હવે ઇસુને મોટી પરીક્ષામાંથી પસાર થવાનું હતું. શેતાન તેને એક ઘોર અરણ્યમાં લઇ ગયો. ત્યાં સાપ, વાઘ વિગેરે ભયંકર પ્રાણીઓની વસતી હતી. સાપના ઉચ્છ્વાસથી ત્યાંની હવા ઝેરી થઇ હતી, અને હિંસ્ર પશુઓની ગર્જનાઓ સંભળાતી હતી. ૪૦ દિવસ સુધી ઇસુને ઉપવાસ કરવા પડયા. ભુખને લીધે તેને ગ્લાનિ આવી, પણ તેની આનંદી વૃત્તિ ટળી નહિ. છેવટે શેતાને તેને કહ્યું, 'તું પરમેશ્વરનો પુત્ર હોય તો અહીંના પથ્થરના રોટલા બનાવ !'

એ સાંભળી ઇસુએ હસતાં હસતાં જવાબ આપ્યો: "ભાઇરે, માણસ ફક્ત રોટલાથી જ જીવતો નથી. પરમેશ્વરના મુખમાંથી બહાર પડેલો દરેક શબ્દ તેને સંજીવન આપે છે."

શેતાને તેને ત્યાંથી ઉપાડયો અને એક મંદિરની ટોચે બેસાડી કહ્યું, "તું પરમેશ્વરનો પુત્ર હોય તો અહીંથી નીચે ભૂસ્કો માર. શાસ્ત્રમાં કહ્યું છે ને કે તારા રક્ષણ માટે ખુદ પરમેશ્વર તત્પર રહેશે !"

ઇસુએ તરત જવાબ આપ્યો: 'અરે, શાસ્ત્રમાં એમ પણ લખ્યું છે કે પરમેશ્વરની પરીક્ષા લેવી નહિ."

આમ જુદી જુદી રીતે હેરાન કરી શેતાને ઇસુની પરીક્ષા કરી. પણ ઇસુ હાર્યો નહિ, એટલે તેને ત્યાંજ છોડી શેતાન અદૃશ્ય થયો. એટલામાં દેવદૂત આવ્યા, અને ઇસુનો શ્રમ દૂર કરવા તેની સેવા કરવા લાગ્યા. ત્યાં યોહાન પાસે જઇ કેટલાક યહુદીઓએ ઇસુ વિષે અનેક પ્રશ્નો પૂછયા. તેણે ઇસુ એ જ ખરેખર પરમેશ્વરનો પુત્ર છે એવી તેમની ખાતરી કરવા પોતાથી બનતું બધું કર્યું. છેવટે જ્યારે તેણે કબૂતરનો ચમત્કાર કહ્યો ત્યારે તેમને ખાત્રી થઇ.

ધીમે ધીમે ઇસુની આજુબાજુ શિષ્યોનો જમાવ થવા લાગ્યો. તેમને સાથે લઈ તે લોકોને પાવન કરતો અને ઉપદેશ કરતો ફરવા લાગ્યો. કાના ગામમાં એક લગ્નસમારંભ હતો. આ સમારંભ માટે ઇસુને નિમંત્રણ હતું. તે પોતાની મા તથા શિષ્યોને લઇ ત્યાં ગયો. ખરે વખતે એવી મઝા થઈ કે મહેમાનોને પિરસતાં પિરસતાં દ્રાક્ષારસ ખલાસ થયો. યજમાનનું મોં પડી ગયું. એ ઇસુની ધ્યાનમાં આવતાં જ તેણે નોકરને કહ્યું, "અહીંની પથ્થરની દસ કુંડીઓ પાણીથી ભરો." નોકરે તે પ્રમાણે કર્યું. પછી ઇસુએ કહ્યું, 'હવે આ પાણી લઈ જઈ પંગતમાં પિરસો.' ઇસુએ પોતાના સામર્થ્યથી પાણીનો ઉત્તમ દ્રાક્ષારસ બનાવી આપ્યો.

એવા જ બીજા પણ કેટલાયે ચમત્કારો તેણે કર્યા. તેજ દેશનો એક મહારોગી તેની પાસે ગયો, અને તેણે કહ્યું: "હે પ્રભુ, તારી મહેરબાની થાય તો હું રોગમુક્ત થઈશ." ઇસુએ 'તથાસ્તુ' એમ કહેતાંની સાથે જ તે રોગી એકદમ સાજો થઇ ગયો. આવી જ રીતે લકવો થએલા અને પાંગળા લોકોને ઇસુએ પોતાના કૃપાકટાક્ષથી સાજા કર્યા. એ વાત તે દેશમાં ચોમેર ફેલાવાથી દીન, પંગુ, પીડિત, એવા લોકોનાં ટોળેટોળાં ઇસુનાં દર્શને આવવા લાગ્યાં.

પછી ઇસુ દરિયાકિનારે આવ્યો. ત્યાં માત્થી નામનો એક જકાત લેનાર બેઠો હતો. જકાતદારનું કામ તે વખતના લોકો હલકું માનતા, કારણ કે તેઓ એક તો પારકાના નોકર અને વળી લાંચ ખાનારા. પણ 'ભેદાભેદ ભ્રમ અમંગળ' એમ માનનાર પરમેશ્વર સ્વરૂપ ઇસુને તેનું શું? તેણે માત્થી તરફ જોયું અને, 'ઊઠ મારી પાછળ આવ.' એમ કહ્યું. કોઇ મોટા જાદુગરે જાદુ કર્યા પ્રમાણે માત્થી ઊઠયો અને ઇસુની પાછળ પાછળ જવા લાગ્યો. તેણે પોતાનું સર્વસ્વ ત્યાં પડતું મૂકયું. આગળ ઉપર માત્થીએ પોતાના ગુરુ-ઇસુને એક મોટી મિજબાની આપી. માત્થી સાથે ઇસુ હસતો રમતો ખાતો હતો, તે વખતે મત્સરી અને કુત્સિત ભિક્ષુકો તેના શિષ્યો

પાસે તકરાર કરવા લાગ્યા કે 'અરે આ તે શું? તમારો આ ગુરુ પોતાને પરમેશ્વરનો પુત્ર કહેવડાવે છે અને જરા પણ કચવાયા વિના આ હલકા ગણાતા જકાતદાર સાથે જમે છે!!' આ શબ્દો ઈસુએ સાંભળ્યા એટલે તેણે મોટા અને સત્તાધારી અવાજે કહ્યું: ' અરે રોગ વગરનાઓને વૈદ્ય પાસે દોડી જવું પડતું નથી; પણ રોગીઓને વૈદની ગરજ હોય છે. જે દીન, હીન અને પશ્ચાત્તાપ પામેલા હોય તેમનો ઉદ્ધાર કરવા હું આવ્યો છું. મારે એકલી ઉચ્ચતાનો ઢોંગ કરવાનો નથી.'' આ જવાબ સાંભળી ટીકાકારોનું મોં બંધ થઈ ગયું. સીમોન ને આંદ્રિયા નામના બે માછીમારો તેમના પ્રથમ શિષ્ય બન્યા.

પછી લોકોને ઉપદેશ કરતો કરતો ઇસૂ પર્વત ઉપર એકાન્ત સ્થળે જતો રહ્યો. તેણે આખી રાત પ્રાર્થનામાં ગાળી. બીજે દિવસે પોતાના ચુંટી કાઢેલા ૧૨ શિષ્યોને બોલાવ્યા; અને તેમને ઉપદેશ કરવો શરૂ કર્યો. તે સાંભળી ત્યાં હજારો લોક ભેગા થયા. ઇસૂનો આ ઉપદેશ ' પર્વત પરનું પ્રવચન ' એ નામથી પ્રખ્યાત છે. નીતિ અને ધર્મનો ઉદાત્ત અને સુબોલ ઉપદેશ આ પ્રવચનમાં હોઈ જગતના અન્ત સુધી તેનું સૌંદર્ય કાયમ રહેશે. ઇસૂએ કહ્યું:

" જે નમ્ર અને લીન છે તે જ ધન્ય છે, કારણ તેઓ પૃથ્વીનું રાજ્ય મેળવશે. જે દયાશીલ છે તેજ ધન્ય છે, કારણ તેમના ઉપર જ પરમેશ્વર દયા કરશે. જે અંતઃકરણથી શુદ્ધ છે તેજ ધન્ય છે, કારણ તે જ પરમેશ્વરને જોઇ શકશે. ધર્મ માટે જેમણે ત્રાસ વેઠયો તે જ ધન્ય છે, કારણ તેમને જ સ્વર્ગનું રાજ્ય મળશે.

" જૂનું ધર્મશાસ્ત્ર રદ કરવા હું આવ્યો નથી, પણ તે પૂરું કરવા હું અવતર્યો છું; કારણ ધર્મશાસ્ત્ર અબાધિત જ રહેવાનું. સોગન ખાશો નહિ. સ્વર્ગ એ પરમેશ્વરનું સિંહાસન છે માટે તેના પણ સોગન ખાશો નહિ, એટલું જ નહિ પણ પોતાના શિરના પણ સોગન ખાશો નહિ કારણ માથા પરનો એક પણ વાળ તમે કાળો કે ધોળો કરી શકશો નહિ.

"પોતાના વેરી પર પણ પ્રેમ કરો. કારણ પરમેશ્વર સારા ને ખરાબ બન્ને ઉપર સરખો જ સૂર્યપ્રકાશ પાડે છે. ધર્મી અને અધર્મી ઉપર સરખી જ વૃષ્ટિ વરસાવે છે. પરમેશ્વરનું અનુકરણ કરી તમે બધા સાથે સમભાવથી વર્તો.

" લોકો પોતાનાં વખાણ કરે, એ ઇચ્છાથી લોકોને બતાવવા દાનધર્મનાં અને પરોપકારનાં કામ કરશો નહિ. તમારા જમણા હાથે કરેલાં સત્કૃત્યોની જાણ ડાબા હાથને પણ થવી ન જોઇએ.

" આ દૂનિયામાં પોતાના સુખ માટે ધનસંચય કરશો નહિ. કારણ આ દૂનિયાનું ધન નાશવંત છે. તે કયારે નાશ પામશે તેનો ભરોંસો નથી. પણ સ્વર્ગનું ધન શાશ્વત છે. માટે સત્કર્મો કરી સ્વર્ગમાં ધનસંચય કરી મુકો. પોતાના જીવિત માટે કાળજી કરશો નહિ. જંગલી પંખી તરફ જુઓ ! તેઓ ખેતર વાવતા નથી, અગર અનાજનો સંગ્રહ પણ કરી રાખતા નથી; પણ પરમેશ્વર તેમનું પોષણ કરે છે ને ? જંગલના પંખીની જેમ તમે પણ તેનાં બચ્ચાં છો. તે તમારી કાળજી રાખશે. આવતી કાલની ચિંતા કરતા બેસશો નહિ, કારણ એમ કરવાથી ધર્માચરણ તરફ તમારું દુર્લક્ષ થશે.

" તમને બીજાના નાના દોષ દેખાય છે પણ પોતાના મોટા દોષ દેખાતા નથી. આ શા ઢોંગ ? પહેલાં પોતાનો દોષ સુધારો અને પછી બીજાના દોષ તરફ જુવો.

"પ્રાર્થનામાં બહુ મોટું સામર્થ્ય છે. માટે માગો એટલે તમને મલશે, શોધો એટલે જડશે; અને ખખડાવો એટલે ઉઘડશે. માત્ર 'હે ગુરુ' એમ કહી મને બોલાવનાર લોકોને સ્વર્ગપ્રાપ્તિ થશે નહિ, પણ પરમેશ્વરના રાજ્યનિયમો પાળનારને તે પરમપદ મળશે."

આ ઉપદેશ કર્યા પછી ઈસૂ હમેશની માફક ચારે તરફ ફરવા લાગ્યો. એક વખત તેણે ખળભળેલો દરિયો શાંત કર્યો, એક વખતે તે પાણી ઉપરથી સીધો ચાલતો ગયો. મહારોગી, પંગુ, આંધળા એવા પીડિત લોકોને પોતાના હસ્તસ્પર્શથી સારા કરવા અને પશ્ચાત્તાપ

પામેલાઓને ઉપદેશ કરવો એ તેનાં નિત્યકર્મ હતાં. તેની વધતી જતી લોકપ્રિયતા ભિક્ષુકોને ખૂંચવા લાગી, તેણે કરેલા નવા નવા ચમત્કાર સાંભળી રાજસત્તાને કંપારી છુટવા લાગી.

બેથામી ગામમાં લાઝરસ નામનો ઇસુનો પરમ ભક્ત માંદો પડયો. તેની બહેનોએ ઇસુને સંદેશો કહેવડાવ્યો કે, 'પ્રભુ, તારો મિત્ર પથારીવશ છે, તું જલદી આવ.' પણ ઇસૂ બેથામી પહોંચે તે પહેલાં લાઝરસ ઈહલોક છોડી ગયો હતો. ઈસૂ બેથામીમાં જતાં જ શોકવિહ્વળ થએલી લાઝરસની બહેનોએ પોક મૂકી લાઝરસના મરણની વાત તેને કરી. ઇસૂએ તેમનું સાન્તવન કર્યું, અને કહ્યુંઃ "શોક કરશો નહિ. તમારો ભાઇ તમને પાછો મળે એટલે બસ ને ?" એટલું કહી તેણે લાઝરસને હાક મારી. હાક મારતાંની સાથે કબર ફાટી. તેમાંથી સજીવ થએલો લાઝરસ બહાર આવ્યો. આ ચમત્કારથી બધા લોકો ચકિત થયા પણ અધિકારીઓને હૃદયમાં ગભરાટ થયો, અને ઇસૂનો કેવી રીતે નાશ કરવો તેનો વિચાર કરવા લાગ્યા.

છેવટે ઈસૂ ગધેડાના બચ્ચા પર બેસી જેરૂસલેમ જવા નીકળ્યો. રસ્તે લાખો માણસો તેની સામે ગયા, કેટલાકે પોતાના કિંમતી ઝબ્બા તેના માર્ગ ઉપર પાથર્યા, કેટલાકે લીલાં પાંદડાં પાથરી તેનો રસ્તો ઢાંકી કાઢયો. શહેરમાં આવી તે મંદિરમાં ગયો. ત્યાં જઇ ત્યાંનું જૂનું સાહિત્ય ફેંકી દીધું અને આવેશથી અને ગુસ્સાથી તેણે પૂજારીને કહ્યુંઃ "આ મંદિર પ્રભુની પ્રાર્થના માટે છે. પણ તમે તેને લૂંટારુનો અખાડો બનાવ્યો છે." તેમના સ્વાર્થ પર, દંભ પર, અને અધાર્મિક-પણા ઉપર ઇસૂએ બરોબર ઘા કર્યો. પૂજારી ગુસ્સે થયો.

ઇસૂ ત્રીસ વર્ષની ઊંમરનો થયો હતો. હવે તેને લાગ્યું કે સચોટ રીતે ધર્મોપદેશ કરવો જોઈએ. તેણે જૂના કરારને બદલે નવો કરાર રજુ કર્યો ને ગૃહત્યાગ કરી તેના ફેલાવા માટે ઠેર ઠેર ફરવા લાગ્યો. આ નવો કરાર ધર્માચાર્યો માટે ધરતીકંપથી વિશેષ હતો. ઇસૂના વિરોધીઓ ધીરે ધીરે સંગઠન કરવા લાગ્યા. તેઓએ જેરૂસલેમમાં

મહાસભા બોલાવી, અને તેમાં ઇસૂના નાશનો ઠરાવ કર્યો. ઈસુને આ વાતની માહિતી મળી, પણ તે લેશ માત્ર ગભરાયો નહિ.

તેણે ધીરે ધીરે બધું સમેટવા માંડયું. પોતાના શિષ્યોને અહંકારની બાધા ન થાય તે માટે તેણે તેમના પગ પોતે ધોયા અને આવી રીતે તેણે તેમને નમ્રતા શિખવી. ગળગળા થયેલા શિષ્યોને તેણે પોતાનો અંતઃકાળ પાસે આવ્યાનું જણાવ્યું. તેમની આંખોમાં આંસુ આવ્યાં.

"પ્રભુ, અમે તમને કદી પણ વિમુખ થવાના નથી," એવા ભક્તિ-યુક્ત ઉદ્ગાર બધાએ કાઢ્યા, પણ ત્રિકાલજ્ઞ ઇસૂએ શ્રમિત થઇને કહ્યું, "ભાઇ, મારા શિષ્યત્વનું અસિધારા વ્રત તમારાથી છેવટ સુધી ખમાસે નહિ, તમારામાંનોજ એક જણ વિશ્વાસઘાત કરી મને શત્રુને સ્વાધીન કરશે." પછી પીટર તરફ વળી તે બોલ્યો કે 'કાલે પરોડ થતાં પહેલાં જ તું મારું શિષ્યત્વ નાકબુલ કરીશ.' આ સાંભળી પીટરે કાલાવાલા કરી કહ્યું, "પ્રભુ, આ વાત કદી બનશે નહિ."

જેતવૃક્ષના પહાડ પર સાંજ ઢળી. સૂર્યાસ્ત થયો. રાત્રી શરૂ થઈ. ઇસૂ પ્રાર્થના કરતો જ હતો. દેવદૂત તેને ધીરજ આપતા હતા. "અરે ઊંઘશો નહિ. મારી આજુબાજુ બેસી રહો." કહી તેણે શિષ્યોને વિનવ્યા. તેમણે થોડીવાર પહેરો ભર્યો, પણ છેવટે તેઓ પણ ઊંઘી ગયા. નિર્વાણકાળ પાસે આવ્યો માટે ઇસૂ વધારે એકાગ્ર બની પ્રાર્થના કરવા લાગ્યો. તેના શરીરમાંથી લોહી જેવા લાલ પરસેવાનાં ટીપાં ટપકતાં હતાં.

વિરોધીઓના નેતા કૈઆફે ઇસુના બારમા શિષ્ય જુડાસને ધન તથા સત્તાની લાલચ આપીને ફોડયો. મધરાત થઇ, ત્યાં તો નાગી તલવારો સાથે સિપાઇઓ અંદર પેઠા, અને અરેરે! ઇસૂએ ભવિષ્ય-વાણી ભાખી હતી તેમજ થયું. સહુથી આગળ તેમને રસ્તો બતાવનાર ઈસુનો શિષ્ય જુડાસ જ હતો. તેણે ઇસુને ચુંબન લીધું, તેની સાથે સિપાઇઓએ ઈસુને પકડયો. 'હું જેને ચુંબન લઉં તે જ

ઇસુ જાણજો,' એમ તેણે પહેલેથી કહી રાખેલું હતું. સિપાઇઓએ પૂછ્યું: "નાઝરથનો ઇસુ તે તું જ કે?"

ઇસુએ હિંમતથી જવાબ આપ્યો: "હા, પણ તમે આવી રીતે મને ચોર માફક પકડવા રાત્રે કેમ આવ્યા? હું મારો ઉપદેશ શું જાહેર રીતે નહોતો કરતો?" એટલામાં ઇસુની પાસેના લોકોએ તલવારો ખેંચી અને સિપાઇઓ ઉપર ધસી ગયા. પણ ઇસુએ જોરથી કહ્યું: "ઊભા રહો, તમારી તલવારો મ્યાન કરો. જે તલવાર ચલાવે છે તે તલવારથી જ મરે છે. સ્વ–સંરક્ષણ માટે હું અસમર્થ છું એમ તમને લાગે છે? પણ મારે તેમ કરવું નથી. મારી આગળ ધરવામાં આવેલો પ્યાલો, ગમે તેટલો કડવો હોય પણ મારે પીવો જોઇએ."

ઇસુનો શિષ્ય પીટર ત્યાં જ હતો. સિપાઇઓએ તેને પૂછ્યું: "તું ઇસુનો શિષ્ય છે?"

"ના, હું તેનો કોઇ નથી." પીટરે જવાબ આપ્યો. એટલામાં મરઘો બોલ્યો. પીટરને ઇસુના શબ્દોની યાદ આવી, પણ હવે શું!

પછી ઇસુને મુખ્ય ગોર પાસે લઇ જવામાં આવ્યો. "માણસે બાંધેલા આ મંદિરનો નાશ કરી નાખીશ અને ત્યાં ત્રણ દિવસમાં નવું મંદિર ઊભું કરીશ," એવું ઇસુએ કહેલું એમ કેટલાક પૂજારીઓ કહેવા લાગ્યા. "હું યહૂદીઓનો રાજા છું." એવી ઇસુની હમેશની ઘોષણા હતી. ઇસુને ગડદાપાટુ કરી ફટકા મારી રાજસિંહાસન આગળ લઇ જવામાં આવ્યો.

ઇસુ શાન્ત હતો. પાખંડી, રાજદ્રોહી એવા ચુનંદા વિશેષણોનો તેના ઉપર વરસાદ વરસાવવામાં આવ્યો. 'અરે યહૂદીઓના રાજા'! એમ કહી કેટલાક તેને ખીજવતા હતા. કેટલાક તો તેના મોં ઉપર થુંકયા સુદ્ધાં, પણ તેણે શાન્તિ છોડી નહિ. વંટોળીઓ શું મેરુપર્વતને કંપાવી શકે. ઇસુનું એકજ કહેવું હતું: ' હું યહૂદીઓનો રાજા છું. હું પરમેશ્વરનો પુત્ર છું."

તે દિવસે ઇસુને પકડયા પછી એ ખૂની ધર્માચાર્યોએ ન્યાયની ધાલમેલ શરૂ કરી. ઇસુને મન આ નાટક હતું. પરિણામ એ જાણતો હતો. એના સાચા ને બેપરવા જવાબથી ગરમ થઇને ભર કચેરીએ એક અધિકારીએ તમાચો લગાવી દીધો અને ખુદ ઇશ્વર બનીને નાસ્તિકતાના પ્રચાર માટે દેહાંતદંડની શિક્ષા ફરમાવી.

પણ ફાંસીનો અમલ તો રોમન ગવર્નર જ કરી શકે. રોમન ગવર્નર પાયલેટે પહેલાં ન્યાયનો પક્ષ લીધો, પણ એને રાજકાજ માટે યહૂદી–મંદિરના પૈસાની લાલચ હતી. પાયલેટે કામ ચલાવ્યું ને સજા કરી

તે દિવસ તહેવારનો હતો. તે વખતના કાયદા પ્રમાણે તે દિવસે એક ગુનેગારને માફી મળતી. ઇસુની સાથે બારબ્બા નામના બહારવટિયાની તપાસ થવાની હતી. ન્યાયાધીશે પૂછ્યું, ' માફી કોને આપવાની ?" અજ્ઞ અને ખૂની પૂજારીઓએ બૂમ પાડી: "બારબ્બાને બારબ્બાને. "

"...અને ઇસુને "?

"ક્રૉસ પર ચઢાવો, ક્રૉસ ઉપર ચઢાવો!" એવી મૂઢોએ ગર્જના કરી. બહારવટિયાને માફી મળી. પરમેશ્વરનો પુત્ર શૂળીએ ચઢયો.

ઈસુને ફાંસી દેવાની હતી, પણ પહેલાં ફટકાની સજાનો અમલ કરવાનો હતો. આ માટે એ વર્ણશંકર સિપાઇઓની પલટનોને સોંપાયો. યહૂદીઓનો રાજા કહી બધા સિપાઈઓ તેની મશ્કરી કરવા લાગ્યા. કોઈએ તેને કીરમજી રંગનો ડગલો પહેરાવ્યો, કોઇએ ભાંગેલા થાંભલા પર બેસાડયો ને કોઈએ માથે કાંટાનો મુગટ પહેરાવ્યો.

આ કાંટાએ એના કપોલ પ્રદેશને લોહીથી ભીનો કર્યો અને ગાલ, કપાળ અને ડોક પર લોહીના રેલા ચાલ્યા. આ પછી એને ફટકા મારવાની ક્રિયા કરવામાં આવી. બધાં કપડાં કાઢી કેવળ લંગોટીભેર ઊભો રાખ્યો. ફટકાની સજા પૂરી થયા પછી ગળામાં ગુન્હા-

પાટી લટકાવી. ઇસુ હવે ચાલી શકતો નહોતો. સિપાઇઓ બાવડે ઝાલી બહાર લાવ્યા.

ઇશુની શાન્તિ અત્યારે પણ જોખમાણી નહોતી. હવે ઇસુને ગલગોથાની ટેકરી પર ક્રૂસ પર ચઢાવી મારી નાખવા માટે લઇ જવાનો હતો. દરેક ગુનેગારને પોતાના માટેનો લાકડાનો ક્રૂસ ઊંચકવો પડતો, પણ ત્રસ્ત ઇસુ એ ન ઊંચકી શક્યો. સિપાઇઓએ ક્રૂસ-ઊંચકીને પીઠ પર મૂક્યો.

બપોરનો સૂર્ય ધખતો હતો. આગળ જતાં ઇસુ તમ્મર ખાઇ નીચે પડ્યો ને બેભાન બની ગયો. આ વખતે પાછળ આવનાર સ્ત્રીઓએ પોતાના બુરખાથી એનું મોં લૂછ્યું. એક ભિસ્તીએ મશકથી પાણી આપ્યું.

ઇસૂએ આભારનું સ્મિત વેર્યું ને જેરૂસલેમની સાંકડી ગલીમાંથી દમાસ્કસના દરવાજે થઇ બહાર નીકળ્યો. એનો ક્રૂસ બીજા એક જણાએ ઊંચકી લીધો હતો. દેહાંતદંડની શિક્ષા અસહ્ય ન થાય એ માટે ગુનેગારને દારૂ પાવાનો રિવાજ હતો.

ઇસૂએ દારૂ ન પીધો. આ પછી ઇસૂનાં કપડાં ઉતારવામાં આવ્યાં. કેવળ કમર પર એક ફાળિયું રહેવા દઇ એને ભોંય પર સુવાડ્યો અને બંને હાથ પહોળા કરી લાકડા સાથે બાંધી હથેળીની વચ્ચે ખીલા ઠોક્યા. ત્યારબાદ એક આડા લાકડા સાથે તેને બાંધ્યો. એના પગ ઊભા લાકડા સાથે જડી દીધા.

લોકો ધીમે ધીમે વિખરાવા લાગ્યા. ઇસૂના પ્રાણ ન જાય ત્યાં સુધી ચોકી કરવા બેઠેલા સિપાઈઓ તડાકા મારતા હતા. ઇસૂના પ્રાણ છૂટા થવા તરફડતા હતા, પણ એના મુખ પર નીડરતાની છાયા ચમકતી હતી.

અસહ્ય વેદના થતી હતી, આંખે અંધારા આવતાં હતાં, તો પણ ઇસૂએ કોઇને ગાળો ભાંડી નહિ કે શોક કર્યો નહિ. તેની પ્રાર્થના

ચાલુ જ હતી, "પરમેશ્વર, આ લોકોને તું માફ કર કારણકે પોતે શું કરે છે તેની તેમને જાણ નથી."

છેવટે આ પરમેશ્વરનો પયગંબર, મોટો સંત અને દયાનો સાગર તેત્રીસ વર્ષની ઉંમરે મરીને અમર થયો. તે વખતે બધે અંધારું છવાયું, મંદિરમાંનો પડદો ઉપરથી નીચે સુધી સળંગ ચીરાઇ ગયો; ખડકો ફાટયા અને કબરોને ચીરા પડયા. ઇસુની ઉત્તરક્રિયા કરવામાં આવી. પણ ત્રણ દિવસે તેની કબર ખોદી જોઇ તો ત્યાં તેનો દેહ કયાં હતો? દયા, નીતિ અને આત્મયજ્ઞનો સંદેશો માનવજાતને આપી પરમેશ્વરનો તે વહાલો દીકરો કયારનોયે પોતાના પિતાના દિવ્યલોકમાં જતો રહ્યો હતો.

# હઝરત મોહમ્મદ પયગંબર (સલ)

[ ૫ ]

**ઈસ્વી સન** ૫૭૦ના ઓગસ્ટ માસની ઓગણત્રીસમી તારીખ હતી. વીતેલી રાત્રે આખી દુનિયામાં એક પછી એક ચમત્કાર બન્યા. સાવા સરોવરનું પાણી હઠતું હઠતું જીવતા મૂળ ઝરા સુધી ગયું. તૈગ્રીસ નદીમાં મહાપૂર આવ્યું. પર્શીયાના મુખ્ય ન્યાયાધીશને એવું સ્વપ્ન લાધ્યું કે એક આરબ પોતાનું ભયંકર ઊંટ જીતી ગયો. સૈકાઓથી બળતો પારસિકોનો પવિત્ર અગ્નિ થોડો વખત થંભી ગયો, ને જગતની કેટલીયે મૂર્તિઓમાં મોટી ચિરાડો પડી.

આજ વખતે મક્કા શહેરમાં અમીના નામની એક બાઈએ એક પુત્રરત્નનો જન્મ આપ્યો. આ મહાન બાળકનો જન્મ થતાં જ આજુબાજુનો પ્રદેશ દિવ્ય તેજથી ઝળહળી ઊઠયો. આકાશનો ભવ્ય ઘુંમટ ભેદતા ત્રણ ફિરિશ્તાઓ ત્યાં ઊતરી આવ્યા. એકના હાથમાં રૂપાનો કલશ હતો. બીજાના હાથમાં રત્નજડિત થાળ હતો. ત્રીજાના હાથમાં કીમતી રૂમાલ હતો. રૂપાના કલશમાં ભરેલા દિવ્ય જળથી બાળકને સાત વાર સ્નાન કરાવ્યું, ને એક માત્ર ખુદાના નામથી આશીર્વાદ આપીને તેઓ અદૃશ્ય થયા.

આ દિવ્ય બાળક તેજ ઈસ્લામ ધર્મના સંસ્થાપક હઝરત મોહમ્મદ પયગંબર (સલ.)

આજથી પંદરસો વર્ષ પહેલાંની વાત છે. રાતા સમુદ્રને કાંઠે આવેલા અરબસ્તાનમાં મક્કા શહેર બહુ નામીચું શહેર હતું. મક્કાનો રાજવહીવટ કૌરેશ કોમના અગ્રગણ્ય પુરુષો ચલાવતા. આ પુરુષોમાં હ. અબ્દુલ મત્તલિબ બહુ પ્રતિષ્ઠિત પુરુષ હતા. તેમને દશ પુત્રો હતા. તેમાં સૌથી નાના અબદુલ્લા બહુ દેખાવડા ને હોનહાર હતા. પિતાનો આ પુત્ર માટે ખાસ પક્ષપાત હતો, અને તેમને અમીનાબાઇ નામક એક નેક સ્ત્રી સાથે પરણાવ્યા હતા.

પણ અલ્લાહની મરજી બીજી હતી. કેવલ પચ્ચીસ વર્ષની ભરયૌવન વયે અબદુલ્લાનું મૃત્યુ થયું. આ વેળા અમીના સગર્ભા હતાં. ઇ. સ. ૫૭૦માં આ મહાન પયગંબરનો તેમને પેટે જન્મ થયો. જન્મ પછી માતા અને પુત્ર ટૂંક સમય સાથે રહ્યાં, ને આ મહાન આત્માને ઉછેરવાનું કાર્ય પાસેના ડુંગરાળ મુલકમાં વસનારી, હલિમા નામની સ્ત્રીને સોંપવામાં આવ્યું.

રસ્તે જતાં એક ચમત્કાર થયો. હલિમા જે ખચ્ચર ઉપર બેસીને જતી હતી, તેને વાચા ફૂટી અને તે બોલવા લાગ્યું : "અહો, પરમેશ્વરના પયગંબરને હું મારી પીઠ ઉપર લઇ જઉં છું." વગડામાં અહીં તહીં ચરતાં બકરાં-ઘેટાંનાં બચ્ચાંઓએ ઘડીભર આ નાના બાળક આગળ મસ્તક નમાવ્યું, અને આકાશમાં જતો ચંદ્રમા પણ પાક પુરુષનું સન્માન કરવા ઘડીભર થંભ્યો.

હલિમાની ઝૂંપડીમાં કશાની કમી રહી નહીં. બાળકના આવવાની સાથે જ આજુબાજુનાં બીડો લીલાં થઈ ગયાં, કૂવાઓ અને ઝરાઓ પાણીથી છલકાવા લાગ્યાં, અને ઘેટાનાં ટોળાં દસ ગણાં વધ્યા. આવી સ્થિતિમાં હલિમાના પ્રેમાળ સંગોપનમાં હઝરત મહમદ (સલ.) મોટા થવા લાગ્યા.

હઝરત ત્રણેક વર્ષના થયા હશે, ત્યારે એક દિવસ હલિમાના પુત્ર

સાથે તે રમતા હતા. આ વેળા ચમકતી પાંખોવાળા બે દેવદૂતો આકાશ-માંથી ત્યાં ઊતરી આવ્યા. તેમાંથી જિબ્રાઇલ નામના દેવદૂતે આ મહાન પયગંબરને ઘાસ ઉપર સુવાડયા, અને પોચા હાથે તેમનું હૃદય બહાર કાઢયું. તે હૃદયમાંનું પાપમય અને જેટલું ખરાબ હતું તે બધું કાઢી નાખી તેમાં તેણે શ્રદ્ધા, જ્ઞાન અને તેજ ભર્યાં. પછી તેણે તે હૃદય પાછું શરીરમાં જેમ હતું તેમ ગોઠવી દીધું. આટલું કરીને બન્ને દેવદૂતો જતા રહ્યા.

આ બધું જોઈ હલિમાનો પુત્ર ગભરાઇ ગયો. તે દોડતો મા પાસે ગયો અને તેને બનેલી બધી હકીકત કહી. આવું વિલક્ષણ બાળક પોતાને ઘેર ન જોઇએ માટે હલિમા તેમને પાછી મક્કા લઈ આવી, અમીનાને (તેમની માતાને) સોંપ્યા. પણ મક્કાનાં હવાપાણી માફક ન આવતાં, ફરીથી હલિમા તેમને પોતાને ઘેર તેડી ગઇ.

આ પછી ૭ વર્ષની ઉંમરે તેઓ મક્કા આવ્યા. પણ આ પછી ટૂંક સમયમાં તેમનાં માતાનો સ્વર્ગવાસ થયો. હવે દાદાને માથે બધો ભાર આવ્યો. દાદાને તો આ બાળકમાં જગતતારકનાં ચિહ્ન દેખાતાં હતાં. તેમણે પ્રેમ અને ભક્તિથી તેમને ઉછેરવા માંડયા. પણ દાદા વૃદ્ધ હતા. ટૂંક સમયમાં તેઓ આ પ્રિય પૌત્રને પોતાના ભાઇ અબુ–તાલિબને સોંપી જન્નતનશીન થયા.

કાકા અબુ–તાલિબ ગરીબ માણસ હતા. તેમને પેટ ભરવા ભરપૂર મજૂરી કરવી પડતી. કુમારાવસ્થામાં જ આપણા પયગંબરને માથે સંસારનો ભાર પડયો. તેમણે પણ ગુજરાન માટે મહેનત કરવા માંડી. આ વખતે તેઓ ઢોર ચારતા. ગમે તેવા શ્રમમાં પ્રમાણિક આનંદ મેળવવો, એ એમના સ્વભાવમાં હતું.

સાધારણ મોટા થયા પછી વેપાર રોજગાર કરવા લાગ્યા. તે વખતે મક્કાથી સીરીયા, યેમેન વિગેરે ઠેકાણે ઘણો સારો વેપાર ચાલતો. આ વખતે તેઓ વેપારી કાફલા સાથે મુસાફરીઓ કરતા. આ ધંધો ઘણો કષ્ટ અને કંટાળા ભરેલો હતો, પણ તેમાંય તેમની

પ્રતિભા આનંદ માનતી. લાંબી મુસાફરીઓમાં નીચે વિસ્તીર્ણ મેદાન અને ઉપર અનંત આકાશ એવા કેટલાયે દિવસો જતા. જંગલના પવનો એક સરખા ફૂંકાતા. એવે વખતે પણ તેમનું ચિંતનશીલ મન સ્વચ્છંદથી તત્ત્વજ્ઞાનમાં વિહાર કરવા લાગતું ! દાઉદ અને મુસા, એ પ્રાચીન પયગંબરોની જુવાની આવી રીતે જંગલમાં પસાર થઈ હતી તેથી તેઓ કોઇ કોઈવાર ગમ્મતમાં કહેતા: "દાઉદ, મુસા કે મારી પેઠે જેમણે ખુલ્લા મેદાનમાં વખત ગાળ્યો નથી તેમને કદી પણ પરમેશ્વરનો સાક્ષાત્કાર થતો નથી." આ પ્રવાસમાં જ તેમને આરબ લોકોની સ્થિતિ સૂક્ષ્મ રીતે જોવાની તક મળી.

આ વખતે આરબો તદ્દન જંગલી અવસ્થામાં હતા, એમ કહેવાને બિલકુલ વાંધો નથી. તેમની અસંખ્ય ટોળીઓ હતી. દરેક ટોળીનો ઈષ્ટદેવ જુદો હતો. શહેરમાં રહેનાર આરબો અને ઊંટ ઉપર ભટકનાર આરબો એમ બે મુખ્ય તડ તેમનામાં પડેલાં હતાં. સ્થાયી અને ભટકનાર બન્ને એક બીજાને તુચ્છ ગણતા. દેશ, ધર્મ અગર સંસ્કૃતિ એમાંનું કોઈપણ બંધન તેમને એકત્ર કરે તેવું નહોતું. તેથી આરબો એટલે એક છૂટોછવાયો જંગલી લોકોનો સમૂહ જ હતો. સિંહ, ઘોડા, પત્થર, ઝાડ એ દેવોની મૂર્તિઓ કલ્પી તેમની પૂજા કરવામાં આરબો પુણ્ય માનતા. સ્ત્રીઓને તેઓ ગુલામ પેઠે રાખતા; બાપની અને પતિની મિલ્કત ઉપર સ્ત્રીનો જરાપણ હક નહોતો. છોકરીઓને જીવતી દાટી દેવાનો રિવાજ તેમનામાં હતો. મરણ પછી માણસનું શું થશે તે સંબંધમાં આરબો બેફિકર હતા. લૂંટ કરવી, મજા માણવી, દારૂ પીવો અને જુગાર રમવો, બસ એટલું મળે કે સ્વર્ગનું સુખ મળ્યું એમ તેઓ માનતા.

એક તરફ આરબ લોકોનાં જીવનને સુધારવાની તેમના દિલમાં તમન્ના જાગી હતી, ત્યારે બીજી તરફ પ્રમાણિક આડતિયા તરીકે તેઓ મશહૂર થતા હતા. હઝરત કદી કોઇને છેતરતા નહીં. બીજા આડતિયા અનેક રીતે દગો ફટકો કરી પોતાના માલિકને નુકશાન કરતા

જ્યારે હઝરત અનીતિથી સો કોશ દૂર રહેતા. આ કારણથી સહુ તેમને 'અલ–અમિન' કહેતા.

આ વેળા મક્કામાં ખાદીજા નામની એક શ્રીમંત વિધવા સ્ત્રી હતી. તેનો ખૂબ બહોળો વેપાર ચાલતો. તેણે આ પચીસ વર્ષના જુવાન માટે ઘણું સાંભળ્યું હતું, આથી તેમને પોતાની નોકરીમાં રાખ્યા. હઝરતની પ્રમાણિકતા માટે લેશ પણ શંકાને સ્થાન નહોતું. ધંધામાં ખૂબજ બરકત મળવા લાગી. શ્રીમંત ખદીજાને લગ્ન માટે ઘણાં કહેણ આવતાં, પણ એની આંખમાં આ નેક ને બહાદુર નવજુવાન વસી ગયો હતો, એટલે તેણે જ શાદીની દરખાસ્ત મોકલી. શેઠાણી ખુદ દાસી બનવા તત્પર થઇ! હઝરતે આ પ્રેમભરી માગણી કબૂલ રાખી. પોતાથી પંદર વર્ષ મોટી ખદીજા સાથે તેઓ શાદીથી જોડાયા. એક જ દિવસમાં હઝરત ગરીબના શ્રીમંત બની ગયા, પણ એ શ્રીમંતાઇ એમને એશોઆરામ માટે નહોતી; અંતરમાં જે ઇશ્વરી પ્રેરણા ધખી રહી હતી, એના પ્રચારના સાધન માટે હતી. એ તો શ્રીમંત બનીને સાદા જ રહ્યા. સાદાં વસ્ત્રો, સાદી રીતભાત, ઘણાં કામ હાથે જ કરવાની ઇચ્છા! ખાનપાન પણ તેવાં જ. કેવલ ચિંતન ને મનન વધ્યાં.

હઝરતના મસ્તક ઉપર હમેશ અદ્ધર એક અભ્રપટલ દેખાતું, તેમજ તેમનાં પગલાં જમીન ઉપર પડેલાં દેખાતાં નહિ. આ અને એવાં જ લક્ષણોથી તે પેગંબર હોવા જોઇએ એમ ભાવિકો માનવા લાગ્યા. ઇમાનદાર તરીકે તેમની કીર્તિ ચોમેર પ્રસરી ચૂકી હતી. સ્પષ્ટવક્તા ને સત્યવક્તા તરીકે તેઓ બધે જાણીતા થયા હતા. એકવાર કાબાના મંદિરમાં કંઇક દુરસ્તી ચાલતી હતી. આ મંદિર એટલે આરબોનું મહાન યાત્રાધામ. અને ત્યાંનો ઝમઝમ કૂવો એટલે ઇસ્માઇલ માટે (આરબોનો પૂર્વજ) પરમેશ્વરે નિર્માણ કરેલો ઝરો એવી શ્રદ્ધા હતી. સ્વાભાવિક રીતે જ આરબ જાતમાં હક માટે ટંટા થતા. કાબા મંદિરમાં એક પવિત્ર પથ્થર

હતો. તે મૂળથી સફેદ હોઈ સ્વર્ગમાંથી પડેલો પણ પાપી માણસોના સ્પર્શથી તે કાળો થયો એમ આરબો માનતા. આ પવિત્ર પથ્થર એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવાનો હતો, તે કોણ લઇ જશે, એ માટે ચાર આરબ જાતોમાં ઝઘડો ખડો થયો. છેવટે એમ નક્કી થયું કે બીજે દિવસે સવારે જે કોઇ માણસ સૌથી પહેલો મંદિરમાં આવે તેણે તે પવિત્ર પથ્થર ઉપાડવો. સારા નસીબે તે માણસ હઝરત જ નીકળ્યા. લોકોને આનંદ થયો. પહેલાં તેમણે ટંટાનું કારણ સમજી લીધું પછી તેમણે એક મોટી ચોખંડી ચાદર પાથરી અને તેના ઉપર તે પવિત્ર પત્થર મૂકયો, પછી ચારે જાતના આગેવાનોને બોલાવી ચાદરનો એક એક છેડો પકડવા કહ્યુંઃ આવી રીતે હઝરતે મોટી ચતુરાઈથી તેમનું સમાધાન કર્યું.

આ વખતે હઝરત એક પ્રતિષ્ઠિત ગૃહસ્થાશ્રમી માણસ પ્રમાણે રહેતા હતા. લોકોમાં તેમની પ્રતિષ્ઠા સારી હતી. જોતાંની સાથે જ તે લોકો ઉપર પોતાની છાપ પાડતા. તે મધ્યમ ઊંચાઈના, પણ મજબૂત બાંધાના હતા. મોટું કપાળ, ચળકતો વર્ણ, વાંકદાર નાક, કાળી તેજસ્વી આંખો, લાંબી કાળી દાઢી અને ઓષ્ઠ દૂર થતાં જ હીરાકણી જેવા ચળકતા દાંત, આથી તેમનો ચહેરો બહુજ આકર્ષક દેખાતો. તેમની રહેણીકરણી બહુ જ સાદી હતી. ખજૂર અને પાણી એ તેમનું રોજનું ભોજન હતું. જમવાની વખતે કોઇ અતિથિ આવે તો હઝરત પોતાની થાળી તેના તરફ સરકાવતા. જે વર્તન શ્રીમંતો સાથે તેજ ગરીબો સાથે રાખતા. પોતાનો ઝેદ નામનો નોકર મરી ગયો ત્યારે તેઓ પોક મૂકી રોયા હતા. એક વાર કોઇ મિત્ર થયો કે સુખ કે દુઃખમાં તેને છોડતા નહિ. બતાવવું એક અને વર્તવું જુદું એવી રહેણી પર તેમને બહુ ચીડ હતી. આવા સદ્ગુણોને લીધે તેઓ લોકપ્રિય થાય, તેમાં શી નવાઈ!

ત્રીસ વરસના થયા પછી હઝરતે એકાંતમાં જઇ લાંબો વખત ચિંતનમાં ગાળવાનો ક્રમ શરૂ કર્યો. ઉપવાસ, તપ અને પ્રાર્થના એ તો

કાયમ ચાલુ જ હતાં. વરાકા નામનો તેમના શ્વસુર પક્ષનો એક સગો હતો. તે મોટો વિદ્વાન અને જોષી હતો. બાયબલનું અરબી ભાષામાં પ્રથમ ભાષાન્તર એણે જ કર્યું હતું. એની સાથે તેઓ ધાર્મિક વિષયો ઉપર ચર્ચા કરતા. વેપાર માટે જે યહૂદીઓ અને ખ્રિસ્તીઓ આવતા તેમની સાથે વાતચીત કરી તેમણે જુદા જુદા લોકોની ધર્મકલ્પનાનું જ્ઞાન મેળવ્યું; પણ એ બધા કરતાં તેમને ખરું જ્ઞાન અન્તઃસ્ફૂર્તિથી જ થયું. પોતે પરમેશ્વરના પયગંબર છે એવો વિશ્વાસ તેમના મનમાં વધારે ને વધારે મજબૂત થવા લાગ્યો. ઈશ્વરીસંદેશ તેમને હમેશાં સંભળાતો. કેટલીક વખત તે દેહભાન ભૂલી જઈ તંદ્રામાં કલાકોના કલાકો વ્યતીત કરતા. હારા પર્વત એ તેમનું ઈશ્વરચિંતનનું ઠેકાણું હતું.

એવીજ તંદ્રાવસ્થામાં એક રાત્રે તેઓ હતા ત્યારે તેમણે એક સાદ સાંભળ્યો. આંખો ઉઘાડી જુએ છે તો તેજનો એક સમૂહ તેમની આગળ આવેલો જોયો. તે તેજથી હઝરત થોડી વાર મૂર્છિત થયા, પણ પછી શુદ્ધિમાં આવ્યા. જુવે છે તો મનુષ્યરૂપ ધારણ કરેલો એક દેવદૂત તેમની સામે ઊભો હતો. તેના હાથમાં એક રેશમી કપડું હતું. તેના ઉપર ચળકતા અક્ષરે લખેલો લેખ હતો. તે વસ્ત્ર હઝરત સામે ધરી દેવદૂત બોલ્યોઃ 'વાંચી જો !'

તેમણે જવાબ આપ્યોઃ "મને વાંચતાં આવડતું નથી."

દેવદૂત ફરી બોલ્યોઃ "અરે! પરમેશ્વરનું નામ લે. જેણે એક લોહીના ટીપામાંથી મનુષ્ય ઉત્પન્ન કર્યો, તેણે જ આ સૃષ્ટિ નિર્માણ કરી છે, તે જ પરમાત્માએ મનુષ્યને જેની જાણ નહોતી તેની જાણ કરી આપી." આટલું સાંભળતાં જ હઝરત વાંચવા લાગ્યા. તેમને વાંચવાનું જ્ઞાન થયું. હઝરતે આ રેશમી વસ્ત્ર ઉપર જે વાંચ્યું તે જ ફરીથી પાક કુરાનમાં કહેલું છે. હઝરત વાંચી રહેતાં જ દેવદૂતે કહ્યું, "ધન્ય છે તમને! ખરેખર જ તમે પરમેશ્વરના પેગંબર છો. હું તેનો જેબ્રાઇલ નામનો દૂત છું." એટલું કહી જેબ્રાઇલ અદૃશ્ય થયો.

આ સાક્ષાત્કાર થયા પછી હઝરત થરથર કંપતા હતા. પોતાની

પ્રેમાળ ગૃહિણી ખાદિજાને તેમણે પ્રથમ આ સાક્ષાત્કાર કહ્યો. તેના આનંદનો પાર રહ્યો નહિ, અને તે એકદમ બોલીઃ "દેવદૂતે કહ્યું તેમાં ખોટું શું છે? આપ મિત્રો સાથે પ્રેમથી રહો છો. પડોશી તરફ મમતાથી જુવો છો, ભૂતદયા એ આપનો ધર્મ છે. અતિથિસત્કાર એ તમારું વ્રત છે. પોતાના શબ્દની તમને કિંમત છે. આપ સત્યના જોડીદાર છો. ખરેખર આ ગુણો પરથી જ આપ પેગંબર છો તે જણાઇ આવે છે." વરાકાએ આ વાત જાણી ત્યારે તેણે આનંદથી કહ્યુંઃ "ખાદિજા, તારું કહેવું ખરું છે. હઝરત ખરેખર જ પેગંબર છે. પ્રાચીન કાળમાં મુસા પાસે પણ આવો જ દેવદૂત પરમેશ્વરે મોકલ્યો હતો." ખાદિજાએ આ નવા પયગંબરનું શિષ્યપણું સ્વીકાર્યું. પછી એક નામના એક નોકરે મહંમદી ધર્મની દીક્ષા લીધી. મહંમદી ધર્મના આ બે પહેલા અનુયાયીઓ હતા.

હઝરતે પ્રથમ ત્રણ વર્ષ ખાનગીમાં ઉપદેશ કર્યો, ને પછી પોતાના ધર્મનો ખુલ્લી રીતે ઉપદેશ કરવા લાગ્યા. તે બુલંદ અવાજે કહેતા કેઃ—

"ઇશ્વર એક જ છે; અને હું તેનો પેગંબર છું. સ્વર્ગ અને પૃથ્વી એ પરમેશ્વરની માલિકીનાં છે. તેને ભૂતભવિષ્યનું જ્ઞાન છે, પણ એના જ્ઞાનની કલ્પના આપણને શી રીતે થાય!

"એક દિવસ એવો ઊગશે કે તે વખતે સૂર્ય ઉપર આચ્છાદન પડશે, તારાઓ આકાશમાંથી ખરી પડશે, ઢોરઢાંખર હેરાન થશે, દરિયા ઉકળવા લાગશે. અને મરેલા દેહમાં આત્માઓ પેસશે, અને શરીર સંચાર કરવા લાગશે. તે વખતે આજે જીવતી દાટેલી છોકરીઓ જવાબ માગશે. દરેક પ્રાણીના પાપપુણ્યની નોંધ તપાસાશે.

"બીજા સાથે જુઠાઈથી વર્તશો નહિ. સત્ય ઉપર જુઠાણું ઓઢાડશો નહિ. હમેશાં ઘણા નમ્ર રહો. ગર્વિષ્ઠ ઉપર પરમેશ્વર પ્રેમ કરતો નથી.

"માણસ મરે છે; ત્યારે પાડોશીઓ પૂછે છે તેણે કેટલી સંપત્તિ

મૂકી છે ? પણ દેવદૂતો પૂછે છે કે તેણે કયાં સુકૃત્યો કરી સ્વર્ગમાં પુણ્ય-સંચય કરી મૂકયો છે. ન્યાયના જેવો રક્ષણ કરનાર કોઈ નથી. બુદ્ધિ જેવો કોઈ શાસ્તા નથી, અને સત્ય જેવો કોઈ મિત્ર નથી."

મક્કાની આજુબાજુ અસંખ્ય દેવોની મૂર્તિઓ હતી. ભાવિક આરબોનાં ટોળેટોળાં ત્યાં આવી મૂર્તિઓને નૈવેદ્ય અને દાન આપતાં, એટલે પૂજારીઓને ખૂબ સામગ્રી અને દ્રવ્ય મળતું. પણ હઝરતે મૂર્તિપૂજા વિરુદ્ધ બંડ ઉઠાવ્યું એટલે પોતાના વૈભવ ઉપર ગદા આવી એમ તેમને લાગવા માંડયું. લોકોના અજ્ઞાન ઉપર જેમની મોજમઝા અખંડિત ચાલે છે તેમને નવીન વિચારનો અલૌકિક પુરુષ એટલે એક મોટી આપત્તિ જ લાગે. પૂજારીઓએ હઝરતનું મન વાળવા ઘણા ઉપાયો કરી જોયા. તેમની સાથે મીઠાશથી વાત કરી જોઈ, તેમને પૈસાની લાલચ બતાવી, તેમના કાકા પાસે કહેવડાવી જોયું. છેવટે તેમને દમદાટી પણ દીધી, પણ તેમાં કાંઈ વળ્યું નહિ. હઝરતે પોતાનો ઉપદેશ ચાલુ જ રાખ્યો. ધીમે ધીમે તેમના અનુયાયીઓની સંખ્યા ચોમેર ફેલાવા લાગી. એ જોઈ પૂજારીઓએ તેમને ત્રાસ દેવાનું શરૂ કર્યું.

આમ દાંભિક ભિક્ષુકોના ત્રાસથી તેઓ પીડાતા હતા, ત્યારે હઝરતને પરમેશ્વરનું દર્શન થયું. તે પ્રસંગ ઘણો જ મઝાનો છે. ભયંકર અંધારી રાત હતી. ઝાડનું પાંદડું સરખું પણ હાલતું નહોતું, કે નદીના ખળખળ કરતા પાણીનો અવાજ પણ થતો નહોતો; એટલામાં પરમેશ્વરનો દૂત જેબ્રાઇલ આવ્યો અને તેણે હઝરતને કહ્યું, "ઊઠ, મારી સાથે ચાલ."

હઝરતે તે પ્રમાણે કર્યું. પછી જેબ્રાઇલે હઝરતને એક સફેદ ઘોડા ઉપર બેસાડયા, અને મક્કાથી જેરૂસલેમના મંદિરમાં લઈ ગયો ત્યાં અબ્રાહામ, મુસા અને ઇસૂ એ પેગંબરો તેમને મળ્યા. તેમની સાથે હઝરતે પ્રાર્થના કરી. એટલામાં એક તેજની નિસરણી સ્વર્ગમાંથી નીચે છોડવામાં આવી, તે પરથી જેબ્રાઇલ હઝરતને પહેલા સ્વર્ગમાં લઇ ગયો. આ સ્વર્ગ રૂપાનું હતું. પછી બીજા, ત્રીજા, ચોથા એ

પ્રમાણે હઝરત છઠ્ઠા સ્વર્ગ સુધી પહોંચ્યા. રસ્તામાં તેમણે અનેક ચમત્કાર જોયા. છઠ્ઠા સ્વર્ગમાં જે મુખ્ય દેવદૂત હતો તેનું શરીર અર્ધું બરફનું અને અડધું અગ્નિનું હતું! અહીં મુસા બેઠો હતો. હઝરતને જોઇ તેનો પ્રેમ ઉભરાઈ આવ્યો. પોતાની પાછળ મનુષ્ય જાતને સદ્ગતિએ પહોંચાડવા આ આવ્યો છે, એ જોઈ મુસાની આંખમાં આનંદાશ્રુ આવ્યાં, પછી હઝરત સાતમા સ્વર્ગમાં આવ્યા. અહીં તેને અબ્રાહામ મળ્યો, આ સ્વર્ગમાં બધું જ આશ્ચર્યકારક હતું. દાખલા તરીકે અહીં આપેલું એક જ દૃષ્ટાંત બાકીનાની કલ્પના કરાવશે. એક પ્રચંડ પ્રાણી ત્યાં બેઠું હતું. તેને દશ હજાર માથાં હતાં, દરેક માથાને દશ હજાર મોં હતાં, અને દરેક મોંને ૧૦ હજાર જીભો હતી, અને દરેક ૧૦ હજાર ભાષા બોલતી અને આ બધી ભાષાઓનો અર્થ એક જ હતો; અને તે પરમેશ્વરનું નામસંકીર્તન.

આ દેખાવથી આશ્ચર્ય પામી હઝરત ઊભા હતા એટલામાં પોતે ઇશ્વરી સિંહાસનની જમણી બાજુ રહેલા કમલતરુ ઉપર આવ્યા છે એમ તેમને જણાઇ આવ્યું. અસંખ્ય દેવદૂતો પ્રભુનાં સ્તોત્રો ગાતા હતા. અનેક જાતનાં પક્ષીઓ કુરાનનાં વાકયો ગાતાં હતાં. અંહીથી ચાર નદીઓ વહેતી હતી. તેમાંની બે પૃથ્વીપર આવી હતી, તે નાઇલ અને યુફ્રાટીસ છે. ત્યાંથી તેજોમય અને અંધારા એવા બે ત્રણ પ્રદેશમાંથી પસાર થયા પછી હઝરત જગનિયંતા પ્રભુ પાસે આવી પહોંચ્યા. તે પણ ઘણા છેટે જ હતા. પ્રભુ પર વીસ હજાર પડદા હતા. કારણ તેની દૈદીપ્યમાન મૂર્તિ પ્રત્યક્ષ જોવી હઝરત માટે અશક્ય થઈ પડત. પછી પ્રભુએ હઝરતના હૃદય ઉપર હાથ મૂકયો. હઝરતને પચાસ પ્રાર્થનાઓ કહી. આટલું થયા પછી હઝરત આવ્યા હતા તે રસ્તે પાછા પૃથ્વી પર આવ્યા.

બીજે દિવસે ઉપાસના વખતે વિશ્વ–રૂપની બધી હકીકત ભાવિકોને કહી તે સાંભળી અનુયાયીઓ ગદગદિત થયા; પણ કુરેશીઓ ( મક્કાવાળા ) માત્ર તેમને ઢોંગી કહેવા લાગ્યા. દહાડે દહાડે તેમનો ત્રાસ અસહ્ય થવા લાગ્યો. એક વખત દુષ્ટ કુરેશીઓએ તેમનાપર

પથ્થરનો વરસાદ વરસાવ્યો અને છેવટે તો તેમને મારી નાખવાનું કારસ્થાન શરૂ કર્યું.

બંને બાજુથી પ્રયત્નો ચાલુ થયા. હઝરતે પોતાના ઉપદેશની દિવ્ય ધારા વહેવડાવવી શરૂ કરી. કુરેશીઓએ તેમનો જાન લેવાની કોશીશ આરંભી. હઝરતનાં સગાંઓ જ તેમને આ કાર્યથી દૂર રહી નિરાંતની જિંદગી ગુજારવાનું કહેવા લાગ્યાં.

આ વખતે તેમના કાકા અબુતાલેબે પણ તેમને શાંત રહેવા સૂચના કરી, પણ જેને પયગંબરી કાર્ય કરવાનું હતું તેનાથી કેમ શાન્ત રહેવાય ? અબુતાલેબના જુવાન પુત્ર અલી તેમના શિષ્ય થયા. આ પછી કુરેશીઓ તરફથી હઝરતને ઠાર કરવા નિયુક્ત થયેલ ઉમર નામનો પહાડી આદમી તેમનો શિષ્ય થયો. ઉમરથી બધા થરથર ધ્રૂજતા. હઝરતનો જીવ લેવા આવેલા પહાડી ઉમરનો હઝરતને જોતાંજ હૃદયપલટો થઇ ગયો !

ઉમર એક દિવસ હઝરતને કાબાના મંદિરમાં લઇ ગયો. હઝરતે અહીં ઉઘાડે છોગ ઇસ્લામની ક્રિયાઓ કરી. ઉમરની હાજરીથી કુરેશીઓ કંઇ ન બોલ્યા, પણ તેમણે વેર લેવાનો પાકો નિર્ણય કર્યો. આ વખતે હબીબ નામનો પંડિત આરબ રાજા પણ હઝરતને શરણે આવ્યો. આથી બધા તેમને જાદુગર કહેવા લાગ્યા.

કુરેશીઓ તરફથી ડરનો પાર નહોતો. આ વખતે વૃદ્ધ કાકા અબુતાલિબ ને પ્રિયપત્ની ખાદીજા મૃત્યુ પામ્યાં. હઝરતને આ મૃત્યુથી મોટો આઘાત પહોંચ્યો.

હવે મક્કામાં રહેવું જોખમ ભરેલું છે એમ હઝરતને લાગ્યું. તેમના અનુયાયીઓ પણ તેમને મક્કા છોડી જવા આગ્રહ કરવા લાગ્યા, છેવટે અબુબકરને સાથે લઈ હઝરતે મક્કા છોડયું. (આ પ્રસંગને ઇસ્લામી લોકો 'હિજરા' કહે છે). કુરેશીઓના મારાઓ તેમની પાછળ જ હતા. હઝરતે મદિના શહેર તરફ નાસવા માંડયું. રસ્તામાં શત્રુઓ બિલકુલ પાસે આવી ગયા એટલે તેમને ભુલાવવા

માટે તે એક ગુફામાં સંતાઇ બેઠા. ફક્ત અબુબકર એકલો તેમની જોડે હતો. ગુફામાંના ભયંકર એકાન્તમાં જરા ડરીને અબુબકર બોલ્યો, " હઝરત, અંહીં આપણે બે જણાજ છીએ, નહીં ? " આ સાંભળી હઝરતે તરત જવાબ આપ્યો, " ના, ત્રણ જણા. "

" ત્રીજો કોણ " ચકીત થઇ અબુબકરે પૂછયું.

" ત્રીજો પરમેશ્વર. "

અને ખરેખર જ પરમેશ્વર તેમનું રક્ષણ કરતો હતો. કારણ હઝરતની પાછળ પડેલા કુરેશીઓ ગુફાની બહુ જ પાસે આવી ગયા. એકને તો હઝરત ગુફામાં હોવાનો વહેમ પણ આવ્યો, પણ કેવો ચમત્કાર ! એટલામાં એક ઝાડ ત્યાં ખૂબ વધ્યું અને તેની ડાળીઓ ગુફાના મોં ઉપર ફેલાઇ ગઈ. તેમાં એક કબૂતરે પોતાનો માળો બાંધ્યો અને એક કરોળીયાએ પોતાનું જાળું ગૂંથ્યું. કુરેશીઓને લાગ્યું કે જો હઝરત અંદર હોત તો આ ગુફાના પ્રવેશદ્વાર ઉપરનો કબૂતરનો માળો અને કરોળિયાનું જાળું શી રીને આખાં રહેત ! એટલે કુરેશીઓ આગળ ચાલતા થયા. આફત ટળી.

મદીનાના આશ્રયે આવેલા પયગંબર થોડા જ વખતમાં ત્યાંના અધિપતિ થયા. મઝજીદુ–ન નબી (પેગંબરની મસ્જિદ)ના નામે આગળ પ્રખ્યાત થએલું મંદિર બાંધવામાં તેમણે જાતે મહેનત કરી. તેમને વાક્દાન કરવામાં આવેલ આયેષાનું તેમની સાથે અહીં જ લગ્ન થયું. આયેષા પછી પણ બીજી ઘણી સ્ત્રીઓ સાથે લગ્ન કર્યાં, પણ તેમનું હૃદય બહુ જ પ્રેમાળ હોવાથી તેમણે કોઇપણ પત્ની જોડે પ્રતારણા કરી નહી. "સુશીલ ગૃહિણી એ માણસની મોટામાં મોટી સંપત્તિ છે." એમ તે હમેશાં કહેતા. મદિનામાં તેમની રહેણીમાં બહુ જ સાદાપણું દેખાતું. રોટલો અને ખજૂર એ તેમનો ખોરાક હતો વાળવું, ચૂલો સળગાવવો એવાં કામ જાતે કરતા. રોજ સામુદાયિક પ્રાર્થના કરવાનો તેમનો ક્રમ ચાલુ જ હતો.

પણ પાખંડી કુરેશીઓએ તેમને શાંતિમાં ન રહેવા દેવાનો જાણે નિશ્ચય જ કર્યો હતો. તેમણે એકદમ જોર કર્યું.

મદિના શહેરની હઝરતે બહુ સુંદર વ્યવસ્થા કરી ને ઇસ્લામના પ્રચાર માટે તેમણે પ્રયત્ન આરંભ્યો. પણ મદોન્મત્ત કુરેશીઓ સીધી રીતે સમજે તેમ નહોતા. આખરે હઝરતે સાધુવૃત્તિ છોડી, તલવાર પકડી. સાધુનું જીવન છોડી તે યોદ્ધા બન્યા. લડાઇના મેદાનમાં કૂદી પડી તેમણે આખી દુનિયાને ખુલ્લી રીતે કહ્યું: "સત્ય અને ધર્મ માટે જેઓ હાથમાં તલવાર પકડે છે તેમને સ્વર્ગ મળે છે."

વળી તેમણે વિશેષ સ્પષ્ટ રીતે સમજાવતાં કહ્યું:

"આજ સુધી પ્રભુએ અનેક મોટા પયગમ્બરો જગત ઉપર મોકલ્યા. મૂસાનું દૈવી સામર્થ્ય, સાલોમનનું ડહાપણ અને વૈભવ, ઈસુની પવિત્રતા, સત્યપ્રીતિ અને ત્રિકાલજ્ઞતા એ કેવા અસામાન્ય ગુણો છે! પણ અશ્રદ્ધાળુ માણસોએ તેનો અનાદર કર્યો. માટે જ મારા હાથમાં તલવાર આપી પ્રભુએ મને જગતમાં મોકલ્યો છે. રૂક્ષ તર્કવાદ અથવા પાંડિત્યનો ખોટો મિજાજ મારી પાસે ચાલશે નહિ."

પછી કુરેશીઓ અને હઝરત વચ્ચે લડાઇઓ શરૂ થઈ. પ્રથમ લડાઈમાં પયગંબર ૩૧૩ મુસલમાનો, ૭૦ ઊંટ ને બે ઘોડા સાથે મેદાને પડ્યા. ખુદાને નામે લડનારાઓનો વિજય થયો. મુખ્ય દુશ્મન મરણ પામ્યો. ૭૦ કેદ પકડાયા, પણ કેદીઓને હઝરતે સારી રીતે રાખી મુક્ત કર્યા.

હિજરાના આઠમે વર્ષે એક લાખ ઈસ્લામીઓ સાથે આવીને તેમણે મક્કા જીત્યું. ઈસ્લામનો વાવટો ફરકાવ્યો. આ વેળા હઝરતે કાબાની મૂર્તિઓ દૂર કરવાની આજ્ઞા કરી. મુસલમાનોએ નિર્માલ્ય પુતળાંઓને તોડી નાખ્યાં. આ વખતે ઘણા મક્કાવાસીઓ તેમના પંથમાં ભળ્યા.

શત્રુના કેદીઓ અને શરણે આવેલાને હઝરત બહુ જ સારી રીતે રાખતા. પશ્ચાત્તાપથી કોઇનું અંતર બળવા લાગ્યું છે એમ તેમને

જાણ થાય કે તેને તરત ક્ષમા કરતા. એકવાર ડરથુર નામના તેમના વેરીએ તેમને બેસાવધપણામાં પકડયા અને તલવાર ઉગામીને કહ્યું: "બોલ, હવે તારું રક્ષણ કોણ કરશે?"

હઝરતે તરત શાન્તિથી જવાબ આપ્યો: "પરમેશ્વર."

ડરથુર એકદમ ડરી ગયો અને તેના હાથમાંથી તલવાર સરી પડી.

પછી હઝરતે તે તરત ઉપાડી લઇ ડરથુરને નીચે પછાડયો અને તેની છાતી પર ચડી બેસી તેને પૂછયું: "બોલ, હવે તારું રક્ષણ કોણ કરશે?" ડરથુરની જીભ બીકથી બોબડી બની હતી. તે ઘણા કષ્ટથી અચકાતો અચકાતો બોલ્યો: "કો–કો–ઈ–ન–હિ."

હઝરતે તલવાર દૂર ફેંકી દઇ ડરથુરને પાસે લઇ કહ્યું: "અરે એમ કેમ? હું છું ને તારું રક્ષણ કરવા." પોતાના ઔદાર્યથી લોકોને જન્મના મિત્ર બનાવવાની કળા હઝરતમાં અજબ હતી.

અરબસ્તાન પર સત્તા મેળવ્યા પછી બીજા દેશોમાં હઝરતે ધર્મ-પ્રસાર શરૂ કર્યો. તેમણે ગ્રીસ, ઇરાન વિગેરે દેશોમાં પોતાના એલચીઓ મોકલ્યા, અને ત્યાંના રાજાઓને ઇસ્લામી ધર્મ સ્વીકારવાની વિનંતિ કરી. ગ્રીસના રાજાએ હઝરતના પત્રનો નમ્રતાપૂર્વક નકારમાં જવાબ આપ્યો, પણ ઇરાનના પાદશાહે તે પત્રના ઉદ્ધતપણાથી ટુકડેટુકડા કરી નાંખ્યા. આ હકીકત જાણતાં જ હઝરત ગુસ્સે થયા. "પરમેશ્વર ઇરાનના રાજ્યના આવી રીતેજ ટુકડેટુકડા કરશે." એવી શાપવાણી તેમના મોંમાંથી નીકળી, અને એ ભવિષ્ય તેમની હયાતીમાં જ ખરું પડયું.

આ પછી હઝરતનો પંદર માસનો એકનો એક પુત્ર ગુજરી ગયો. આથી તેમને ખૂબ લાગ્યું. હવે ધર્મપ્રસારની ભયંકર લડાઈઓ લડી તેમનો દેહ કથળ્યો હતો. જીવનસંધ્યા આવી રહી છે, તેની તેમને ખાતરી થઈ ગઈ.

છેલ્લી મક્કાની હજ કરી લેવા તેઓ એક લાખ સોળ હજારના સમૂહ સાથે નીકળ્યા. આ વેળા તેમણે છેલ્લો ઉપદેશ આપ્યો.

"તમારે બધાને ખુદા આગળ કરેલાં કર્મનો જવાબ આપવો પડશે. ખૂનનો બદલો ખૂનથી લેશો મા!

"સ્ત્રીઓ ઉપર માયા રાખજો.

"ગુલામોને તમે ખાઓ તેવું ખવરાવજો. તેમની પાસે અશક્ય મજૂરી કરાવશો મા! ગુલામોને બંધનમુક્ત કરવા કરતાં વધુ કોઈ ચીજ ખુદાને પસંદ નથી.

"બધા મુસલમાનો એકબીજાના ભાઈ છે.

"નેકી, દયા ને સંપ ત્રણ ચીજનું સેવન કરજો.

"કોઇ દિવસ ગેરઇન્સાફ તરફ જશો મા."

મક્કાથી મદીના આવ્યા પછી હઝરતની તબિયત સુધરી નહિ. છેવટે એક દિવસ બહુ જ ક્ષીણતા આવી હતી છતાં પોતાના અનુયાયીઓ સાથે તેમણે એક વખત પ્રાર્થના કરી, પછી તેમને ભયંકર ગ્લાનિ આવી તે ગઈ જ નહિ. આ બાદશાહોના બાદશાહે પોતાની અંગત મિલકતનું દાન કરી દીધું. એ મિલકત લાખો–કરોડોની નહીં, પણ સાડા ત્રણ રૂપિયાની હતી!

અને આઠ જૂન છસોબત્રીસના રોજ આ મહાન પરમેશ્વરભક્ત અને અસંસ્કૃત માનવી સમાજને ધર્મની સંજીવની આપી સદા સંજીવન કરી જનાર, મહાન કતૃત્વશાળી આત્મા આલોક છોડી ગયો.

# અષો જરથુષ્ટ્ર

## [ ૬ ]

સત્ય ધર્મનો ઉદ્ધારક ઇરાનમાં જન્મ લેવાનો છે, એ ભવિષ્ય-વાણી ત્રણ ત્રણ હજાર વર્ષથી સંસ્કૃતિ ને ઐશ્વર્યના ધામસમા ઇરાનના ખૂણે ખૂણે ગુંજી રહી હતી. સૌંદર્યભૂમિ ઈરાનની બુલબુલોથી ગાજતી દ્રાક્ષકુંજોમાં, લીલાં ઘાસથી છવાયેલાં અનંત મેદાનો પર ને ગીચ ઝાડીઓ વચ્ચે વિકસતાં ગુલાબનાં ઝૂંડ પર આ પવિત્ર વાણી ગુંજી રહી હતી. પ્રકૃત્તિએ પોતાનું ભરયૌવન ઈરાનને બક્ષ્યું છે. સાહસ-શૂરાઓ, કાવ્યરસિકો ને સ્થાપત્યના પૂજારીઓના આ દેશમાં એક સ્વર્ગીય આત્મા જન્મ લેશે, એવી દિવ્યવાણી—અષો જરથુષ્ટ્રના જન્મ પહેલાં–બરાબર ત્રણ હજાર વર્ષ પહેલાં–એક સ્વર્ગીય વૃષભે મનુષ્યવાણીમાં જગતને કહી હતી.

કેટલાક સૈકા પછી સુવર્ણ યુગમાંના સમ્રાટ્ જમશેદને કંઈક અંતઃસ્ફૂર્તિ થઈ. તેણે દુષ્ટ દાનવોને ઉદ્દેશીને કહ્યું: “અરે દુષ્ટો, થોડો વખત થોભો! તમને હરાવી સત્યધર્મની સ્થાપના કરનાર મહાત્મા જરથુષ્ટ્ર જન્મ લેવાના છે.” આવી રીતે આ મહાન ધર્મોદ્ધારકના અવતારની કલ્પના સહુને પ્રથમથી જ હતી.

અને આ ભવિષ્યવાણી ઈસ્વી સનના છઠ્ઠા સૈકામાં સાચી પડી.

ઇરાનના રએ (રઘ) શહેરમાં વસતા રાજવંશી કુટુંબમાં પોઉરૂશસ્પ નામના એક વિદ્વાન પુરુષ હતા. તેમની પત્નીનું નામ દુગ્ધોવા હતું. આ દંપતિ ઈશ્વરપરાયણ હતું. એક વાર હઓમના પવિત્ર પેયનું પ્રાશન દુગ્ધોવાએ કર્યું, અને ટૂંક સમયમાં એ બીના જાહેર થઈ કે સર્વ શક્તિમાન અને જગન્નિયંતા અહુરમઝદનું તેજ સ્વર્ગમાંથી ભૂમિપર આવી દુગ્ધોવામાં પ્રવિષ્ટ થયું છે.

આ બીનાથી જાણે જુલમી રાજાઓ અને સરદારોને લાગ્યું કે નક્કી સત્યધર્મનો જે ઉદ્ધારક જન્મ લેવાનો છે, એજ આ ગર્ભસ્થ બાળક છે! તેઓ ભયભીત થયા, ને ગમે તે રીતે ગર્ભનો નાશ કરવા માટે પ્રયત્ન કરવા લાગ્યા. આ વાતની શાણા પોઉરૂશસ્પને ખબર પડતાં જ તેમણે દુગ્ધોવાને તેમના પિયેર મોકલી આપ્યાં.

યથાકાળે દુગ્ધોવાનો પ્રસુતિકાળ આવી પહોંચ્યો, તે વખતે જુદા જુદા ચમત્કાર થવા લાગ્યા. સર્વ ચરાચર સૃષ્ટિ આનંદોત્સવ કરે છે, એવો ભાસ થવા લાગ્યો. દાનવ રાજા અહેરેમન પોતાના અનુયાયીઓને લઇ પાતાળમાં સંતાઇ બેઠો. આ વેળા મહાન બાળકનો જન્મ થયો. આ વિલક્ષણ બાળક જન્મ લેતાંની સાથે રોવાને બદલે હસતું હતું. મનોહર હસતી મુખમુદ્રાવાળા આ બાળકનું નામ સ્પિતમ રાખ્યું. આ સ્પિતમ તેજ મહાન ધર્મોદ્ધારક અષો (મહર્ષિ) જરથુષ્ટ્ર.

ધર્મોદ્ધારકના જન્મની શયતાન લોકોને જાણ થતાંજ તેઓએ તેનો ઘાટ ઘડી નાખવાનો નિર્ણય કર્યો. એકવાર લાગ જોઇને આ મહાન બાળકને તેઓ ઉપાડી ગયા, અને ધગધગતી અગ્નિજ્વાળાને સુપ્રત કરી દીધો, છતાં અગ્નિએ પણ આ મહાન આત્માને પિછાણી લીધો, ને પોતાનો દાહક ગુણ બદલી શીતળતા ધારણ કરી લીધી. શયતાનો આથી પણ ન સમજ્યા, તેઓએ વિકરાળ વરુઓને મિજલસ ઉડાવવા આ કુમળા બાળકને સોંપી દીધો. હવે બચવાનો કોઇ આરો નહોતો. વરુ ભયંકર જડબાં ફાડીને આ બાળકનો કોળિયો કરી જવા ધસ્યાં, પણ આશ્ચર્ય! તેમનાં કાળમુખાં જડબાં જાણે સીવાઈ ગયાં!

દુશ્મનો આટલેથી પણ ન સમજ્યા, એમણે બાળકને મદમસ્ત ઘોડાઓની ખરીઓ નીચે છૂંદી નાખવા ધાર્યું. આ વેળા એક શ્વેત અશ્વ બાળકને બચાવવા ચારે પગ ચોતરફ ખોડીને ઊભો રહ્યો.

મહાન સ્પિતમ આ સંકટોમાંથી બચી ગયો. પિતાએ પણ બાળકની અદ્‌ભુતતા જોઈ પૂરતું રક્ષણ કરવા માંડ્યું. પોતે જાતે જ શિક્ષણ આપવું શરૂ કર્યું, તેમજ એક સારા ગુરુ પાસે ભણવા મૂક્યો. અહીં મોટા મોટા ગહન વિષયોમાં તે અસાધારણ બુદ્ધિમત્તા પ્રગટ કરવા લાગ્યો.

પંદરમે વરસે તેમને જનોઈ દીધી. નાનપણથી જ ધર્મવિષયો તરફ તેમની પ્રવૃત્તિ હતી. ઐહિક વાતોનો મોહ છોડી ધર્માચરણ કરવું અને જગતના કલ્યાણ માટે આયુષ્ય ગાળવું, એમ તેમણે પોતાનું ધ્યેય નક્કી કર્યું. તેમના ઉદાર હૃદયમાં ફક્ત માનવો માટે સહાનુભૂતિ હતી, એમ નહિ; પણ માનવેતર પ્રાણીઓના દુઃખ તરફ તે લાગણીથી જોતા. બધી સચેતન અને અચેતન સૃષ્ટિ તેને પરમાત્માનું રૂપ છે એમ લાગતું, તેમજ ધાર્મિક અને સામાજિક રીતરિવાજોમાં યોગ્ય સુધારણા કરવા તેમણે છેક નાની ઉંમરથી જ પ્રયત્ન શરૂ કર્યો. અગ્નિપૂજા, હોમ સેવન, ભૂતદયા વિગેરે ધર્મતત્ત્વોને તે આદરથી પાળતા, પણ તેમણે માત્ર મૂર્તિપૂજાનો નિષેધ કર્યો. આ અને આવી જ બીજી વાતોથી તે આગળ ઉપર મોટો ધર્મ સુધારક થશે એમ સ્પષ્ટ જણાવા લાગ્યું.

જુવાન સ્પિતમના ગામ પાસે એક પર્વત હતો. આ પર્વત દિવ્ય તેજથી હમેશાં ચળકતો રહેતો. મોટાં મોટાં ઘનઘોર વાદળો તેના શિખરે ભેગાં થઇ ધોધમાર વરસાદ વરસાવતાં અગર તો ગડગડાટ કરી આખો ભૂપ્રદેશ કંપાવી મૂકતાં. આ પર્વત પરની એક પ્રશાન્ત ગુફામાં સ્પિતમ પોતાનો બધો વખત ગાળતા. સુખદુઃખથી જેમ સ્થિતપ્રજ્ઞ માણસોના મનને કાંઇ થતું નથી તેમ બહારના ખળભળાટથી આ ગુફાની અંદરની શાંતિને જરા પણ ખલેલ પહોંચતી નહિ.

અહીં જનસમુદાયનો જરા પણ સંસર્ગ થતો નહિ. આજુબાજુનું

વાતાવરણુ એકાદ મોટા સરોવર જેવું શાન્ત હતું. આ ગુફામાં સ્પિતમ વિશ્વની ઉત્પત્તિ, સંહાર, પરમેશ્વરનું સ્વરૂપ, સત્યધર્મનો અર્થ એવા ગહન વિષયોનું ચિંતન તદ્દન તદ્રૂપ થઇ કરતા. દિવસે દિવસે તેમના અંતઃકરણુમાં સંશયનાં વાદળાં વેરાઇ જઇ શાશ્વત પ્રકાશનાં કિરણુ દેખાવા લાગ્યાં, અને સાક્ષાત્કાર થવાની ભૂમિકા તૈયાર થઈ. ચિંતનમાં ઘણો વખત ગાળી તે આજુબાજુના પ્રદેશમાં સંચાર કરવા લાગ્યા આમ ને આમ પંદર વર્ષનાં વહાણાં વીતી ગયાં. સ્પિતમ ત્રીસ વર્ષના થયા.

આખરે તેમની તપશ્ચર્યા પૂરી થઇ, તેનો પહેલો સાક્ષાત્કાર થયો. પ્રભાતનો પહોર હતો, તારાઓનું તેજ ક્ષીણુ થવા લાગ્યું હતું. પૂર્વ દિશામાં લાલી આવી હતી. એવે વખતે દૈત્યા નદીને કિનારે સ્પિતમ ઊભા હતા ત્યારે દેવદૂત વોહુમના (સદ્‌વિચાર) ત્યાં આવ્યો. સાધારણુ માણુસ કરતાં તે નવ ઘણો મોટો હતો. તેના મોંની આજુબાજુએ અનેક તેજોવલય હતાં. તેના હાથમાં એક ચળકતો દંડ હતો. તે ધર્મનો દંડ હતો. તેણે સ્પિતમ પર મોહિની વરસાવી તેમનો જડદેહ ભૂલાવી દીધો, અને પરમાત્મા અહુરમઝદના દરબારમાં લઈ ગયો.

પ્રભુ અહુરમઝદનો દરબાર ઘણો જ વૈભવશાળી હતો. તે દૈત્યા નદીને કાંઠે હતો. તેજ તો એટલું બધું હતું કે સ્પિતમને પોતાનો પડછાયો પણુ દેખાતો નહોતો. દેવદૂત તેમને અહુરમઝદ પાસે લઈ ગયો. પછી અહુરમઝદે તેમને પરમ શ્રેષ્ઠ એવું જ્ઞાન આપ્યું.

આ સાક્ષાત્કાર એક દિવસમાં ત્રણુ વાર થયો. આગળ ઉપર આવા સાક્ષાત્કાર છ વખત થયા. દર વખતે ગમે તે દેવતા કે દેવદૂત પ્રકટ થઈ સ્પિતમને કોઇ પણુ તત્ત્વનું નિરૂપણુ કરતા. આવી રીતે તેમના જ્ઞાનને પૂર્ણતા આવતી ગઇ, અને જગતનું અધિરાજ્ય ચલાવનાર શાસન સંસ્થા સાથે તેમનો સંબંધ ગાઢ થયો.

'અવેસ્તા' ગ્રન્થમાંનું ધર્મજ્ઞાન તેમને આ સાક્ષાત્કારમાંથી થયું. પરમેશ્વરી તેજથી સંપન્ન થઇ એક સામર્થ્યવાન પુરુષ પૃથ્વી ઉપર

ધર્મપ્રચાર કરશે એ જાણ્યાથી રાક્ષસોને સંતાપ થયો. રાક્ષસોનો રાજા અહેરેમન સ્પિતમને ભ્રષ્ટ કરવાના પ્રયત્નો કરવા લાગ્યો. બિહામણા રાક્ષસો ઉત્તર તરફથી સ્પિતમ ઉપર ચડાઇ લઈ આવ્યા. "દેવપ્રણિત ધર્મ છોડી દે." એવી ગર્જના તેઓ કરવા લાગ્યા. પાપાત્મા અંગ્રોમન્યુ બૂમ પાડી બોલ્યો, "અરે પોઉરુશસ્પપુત્ર! તારી મા મારું પૂજન કરતી. તું અહુરમઝદનો ધર્મ છોડી દે, અને મારો શિષ્ય થા."

આના જવાબમાં સ્પિતમે કહ્યું: "બિલકુલ નહિ. આ સદ્ધર્મ હું કદી છોડીશ નહિ." છેવટે સ્પિતમના તેજ આગળ તેઓ ટકી શકશે નહિ એમ જાણી રાક્ષસો આડાઅવળા નાસી ગયા.

હવે તપશ્ચર્યા પૂરી થઇ હતી. શેતાનોની હાર થઈ હતી, ને સંપૂર્ણ જ્ઞાનની પ્રાપ્તિ થઇ હતી. સ્પિતમે પોતાના ઉપદેશની દિવ્યધારા રેલાવી. આ વખતથી તેઓ સ્પિતમના બદલે 'જરથુસ્ટ્ર'ને નામે પ્રસિદ્ધ થયા, ને તેમના અનુયાયીઓ જરથોસ્તી કહેવાયા. જરથુષ્ટ્ર એટલે 'સોનેરી પ્રકાશ ધરાવનાર' એવો અર્થ થાય છે. આશરે દશ વરસ આમ ગાળ્યા પછી જરથુષ્ટ્ર પૂર્ણ જ્ઞાની અને વિજયી થયા. પછી તેમણે ધર્મપ્રચાર કરવાની શરૂઆત કરી. તેમના ધર્મને પહેલો આવી મળેલો અનુયાયી તેમના કાકાના દીકરા મઇધ્યોમાહ હતા.

આ મહાન ઋષિએ પોતાનો ઉપદેશ ફેલાવવા માંડ્યો.

"ઇશ્વર–અહુરમઝદ એક છે, તે સચરાચર વિશ્વનો સૃષ્ટા છે, પાલક છે ને સંહારક છે. ઇશ્વર સિવાય બીજાની આરાધના ન કરવી. ઇશ્વર નિરાકાર છે. તેના ગુણો સ્મરવા.

"સેવા એ મનુષ્યનો મોટો સદ્ગુણ છે.

"સૃષ્ટિની ઉત્પત્તિ સાથે ઇશ્વરે બે શક્તિઓ (મઇન્યૂ–મીનો) પેદા કરી છે: એક પવિત્ર અને બીજી દુષ્ટ. દુષ્ટ શક્તિ પણ ઇશ્વરનું સ્વરૂપ છે. એ માયા છે, ને છાયા માત્ર છે.

" આતશ–અગ્નિ એ ધર્મનું બાહ્ય સ્વરૂપ છે. ધર્મ ઉપર શ્રદ્ધા રાખો. પૃથ્વી આપણી માતા છે.

" ચક્રવર્તી રાજા કરતાં જ્ઞાની ઋષિ શ્રેષ્ઠ છે. ધર્મના બળે કરીને તેની સત્તા ત્રણે ભુવનો પર પ્રવર્તે છે. જે કાંઈ કરવું તે ઈશ્વરી પ્રીત્યર્થે–ફળની આશા વિના કરવું. આમ ચાલનારનું મન પવિત્ર થશે, તેની આંતર દૃષ્ટિ ખુલશે, બીજાઓને મદદ કરનારને ઇશ્વર મદદ કરશે."

સદ્વિચાર ને સત્કર્મ વિષે જરથુષ્ટ્રે ખૂબ ભાર આપ્યો ને એનું પરિણામ જતે દિવસે એ આવ્યું કે ઇરાનીઓ સત્યવક્તા તરીકે બીજા દેશોમાં પ્રતિષ્ઠા પામ્યા.

પ્રથમ પ્રચારકાર્ય જરથુષ્ટ્રે બલ્ખના રાજા ગુસ્તાસ્પથી શરૂ કર્યું. કારણ કે રાજસત્તાને એકવાર પોતાના ધર્મધ્વજ નીચે લીધાથી આખા દેશમાં ધર્મપ્રચાર કરવો સહેલો થશે એમ તેમણે વિચાર કર્યો. ગુસ્તાસ્પનો વૈભવ મોટો હતો; પણ તે વખતના જંગલી ધર્મનું વજન તેના ઉપર એટલું વિલક્ષણ હતું કે તેને લીધે તેના હાથે ઘણાં અન્યાયી કૃત્યો થતાં. દંભી ધર્મગુરુઓનો સમુદાય હમેશાં તેની આજુબાજુ બેઠેલો રહેતો. ધર્મના નામે ગમે તેવાં ખરાબ કામો કરતાં તેઓ આઘુંપાછું જોતા નહિ. આ ધર્મગુરુઓને હરાવી રાજાને સત્ય ધર્મની દીક્ષા દેવાનું અઘરું કામ અષો જરથુષ્ટ્રે માથે લીધું.

એમ કહેવાય છે કે અષો જરથુષ્ટ્ર ગુસ્તાસ્પ પાસે આવવા નીકળ્યા ત્યારે જૂના મતના બે સરદારો તેમને મળ્યા, અને કહ્યુંઃ " અરે દાંભિક! રાજાના હાથમાં તારા ધર્મનું કંકણ બાંધવાનો ખ્યાલ છોડી દે, નહિ તો અહીં ને અહીં જ તને મારી નાખીશું." તેઓ એટલું બોલે છે ત્યાં તોફાની પવન છૂટયો. આજુબાજુનાં ઝાડ કડકડાટ કરતાં તૂટી પડયાં. ધૂળના ગોટેગોટા આકાશમાં ચડયા અને દિશાઓ ઝાંખી થઈ ગઈ. તે બે સરદાર અદ્ધર લટકી ગયા. એટલામાં ગીધ, સમડી

વગેરે હિંસ્ર પક્ષીઓ આવીને તેઓના માંસના લોચા તોડવા લાગ્યાં. છેવટે તે બન્નેનું અસ્થિપિંજર નીચે પડ્યું.

રાજા ગુસ્તાસ્પ દરબારી ઠાઠમાં પોતાના મહેલમાં બેઠો હતો. ત્યાં આ મહાન પયગંબરે એકદમ પ્રવેશ કર્યો. તે વખતે તેમના હાથમાં ધર્મદંડ હતો. આ ધર્મદંડના ટોચેથી અગ્નિશિખા દેખાતી હતી. તેજોવલયથી ક્રાંતિમય મુખ જોઇ રાજા ગુસ્તાસ્પ ચકિત થયો. બાજુમાં ધર્મગુરુઓનું ટોળું હતું. તેમને લાગ્યું કે હવે આ પુરુષ રાજા ઉપર પોતાની છાપ પાડશે, એટલે તેમણે તેમને હલકા પાડવાની શરૂઆત કરી. એક પછી એક એમ તેત્રીસ કઠણ ધર્મપ્રશ્નો તેમણે આ મહાન જગદ્‌ગુરુને પૂછ્યા. તેમણે પોતાના અજેય યુક્તિવાદથી દરેક પ્રશ્નની ફૂંજેતી ઉડાવી એટલે તેઓ મનમાં ગભરાયા. ગુસ્તાસ્પ રાજાનો અષો જરથુષ્ટ્ર માટેનો આદર બમણો થયો.

પહેલી જ મુલાકાતમાં અષો જરથુષ્ટ્રે પોતાના તેજથી રાજાને આકર્ષી લીધો. હવે આપણો ભલીવાર વળશે નહિ એવી દહેશત ધર્મગુરુઓને લાગી. ગમે તે ઉપાયે તેમને ક્ષીણતેજ કરવાનો તેમણે નિશ્ચય કર્યો. તેમણે એમ જાહેર કર્યું કે જરથુષ્ટ્ર ચેટક કરનાર અને જાદુગર છે. તે લોકોને મંત્રમુગ્ધ કરી મારી નાખે છે. આ આરોપના પુરાવા માટે તેઓ અષો જરથુષ્ટ્રના આશ્રમમાં વાળ, ખીલા, કૂતરા-બિલાડાનાં માથાં, હાડકાં વિગેરે ચીજો છાનામાના નાખી આવ્યા. રાજદરબારમાં આ વાત પહોંચી. જૂઠા પૂરાવાને આધારે અષો જરથુષ્ટ્રને કેદ કર્યા: એટલું જ નહિ, પણ કશું ખાવાપીવાનું આપ્યા વગર તેમને ભૂખે મારી નાખવાની શિક્ષા કરવામાં આવી.

પણ પોતાના પરમ ભક્ત ઉપર આવો છળ પરમેશ્વરી શક્તિ કેમ ચાલવા દે? ગુસ્તાસ્પ રાજાનો એક માનીતો ઘોડો હતો. માબાપ જેમ છોકરાં ઉપર જીવથી વધારે હેત રાખે છે તેમ ગુસ્તાસ્પ રાજા આ ઘોડા ઉપર હેત રાખતો. આ ઘોડાના હાથપગ કાચબાના હાથપગ પ્રમાણે એકદમ પેટે જકડાઇ ગયા, અને કોઇ વાતે તે છૂટતા નહોતા.

તેનું હલનચલન બંધ પડવાથી ઘોડો ઊઠી શકયો નહિ. તે મરવા જેવો થઈ ગયો.

આ વાત રાજાએ જાણી એટલે તે સીધો અશ્વશાળા તરફ આવ્યો. ઘોડાની કરુણસ્થિતિ જોઈ રાજા વિહ્વળ થયો. તેણે ઘણા પશુવૈદ્યો આણ્યા. કોઇનો ઈલાજ ચાલ્યો નહિ. રાજા હવે શું કરવું એવી ચિંતામાં પડયો એટલામાં તેને મહાન પુરુષ જરથુષ્ટ્રને કેદ પૂર્યાની વાત યાદ આવી, અને આ દૈવીકોપ તો નહિ હોય ને; એવી શંકા પણ થવા લાગી. પછી તે અષો જરથુષ્ટ્ર પાસે ગયો અને તેણે પોતાના પ્રાણથીય પ્રિય ઘોડાની કેવી સ્થિતિ થઇ છે તે કહી. તેમજ ઘોડાને પહેલાના જેવો કરી આપવા પ્રાર્થના કરી.

ધર્મકાર્ય સાધવા માટે આ સારી તક છે, એમ જાણી મહાન જરથુષ્ટ્રે રાજાને ચાર શરતો કહી. એક એક શરતનું પાલન કરવાનું રાજા તરફથી વચન મળે કે ઘોડાનો એક એક પગ છૂટવાનો હતો. પહેલી શરત રાજાએ જરથુષ્ટ્રી ધર્મ સ્વીકારવો. બીજું રાજાના પુત્ર ઈસ્પેન્દિયરે આ ધર્મના સંરક્ષણ માટે પોતાની તલવાર આપવી. ત્રીજી શરત રાણીએ આ ધર્મ સ્વીકારવો. ચોથી શરત પોતાની સામે કાવત્રું રચનારનાં નામ રાજાએ જાહેર કરવાં. આ ચાર શરતો કબૂલ થવાની સાથે ઘોડો પહેલાં જેવો થયો. પેગંબરનો જય થયો. જરથુષ્ટ્રના ધર્મને રાજ્યમાન્યતા મળી. જરથુષ્ટ્રે રાજાને વરદાન આપી સંતુષ્ટ કર્યો.

પછી ખોરાસાન પ્રાન્તના પ્રસિદ્ધ અગ્નિમંદિર આગળ એક ઝાડની કલમ રોપી. તેના થડ ઉપર "ગુસ્તાસ્પ રાજાએ ધર્મનો સ્વીકાર કર્યો," એવા અક્ષરો લખ્યા. આ ઝાડ જેમ જેમ વધવા લાગ્યું તેમ તેમ જરથોસ્તી ધર્મનો પ્રચાર થવા લાગ્યો. રાજાએ જરથોસ્તી ધર્મનો સ્વીકાર કર્યો એટલે પ્રજામાં ચળવળ શરૂ થઇ. ઈરાનની સરહદ ઓળંગી જરથોસ્તી ધર્મ બીજા દેશોમાં સંચાર કરવા લાગ્યો. ગ્રીસ તત્ત્વવેત્તાઓનું પણ મન તે તરફ આકર્ષાયું. કેટલાક આર્ય પંડિતોએ અષો જરથુષ્ટ્રને પ્રત્યક્ષ મળી તેમની સાથે તત્ત્વચર્ચા

કરી. તે એક ઇશ્વરી માણુસ છે એ વિષે તેમના પ્રતિસ્પર્ધીઓને પણુ શંકા રહી નહિ..

પણુ યશનો માર્ગ હમેશાં સહેલો હોતો નથી. કાર્ય કરનાર માણુસોને પોતાના કામમાં અડચણો હેરાનગતીઓના ઘણા પ્રસંગ આવે છે. અષો જરથુષ્ટ્ર અને રાજા ગુસ્તાસ્પને ધર્મપ્રચારના કામમાં એવી જ અડચણો આવી.

સત્ય ધર્મનો બધે જ જય થવાથી રાક્ષસોએ તે વિરુદ્ધ જોર કર્યું. અને આરજાસ્પ નામના એક બળવાન પણુ દુષ્ટ રાજાના કાનમાં ઝેર રેડયું. તે રાજા જરથોસ્તી ધર્મનો શત્રુ બન્યો. આ આરજાસ્પને ગુસ્તાસ્પ રાજા કેટલીક ખંડણી આપતો હતો. આગળ ઉપર અષો જરથુષ્ટ્રે ગુસ્તાસ્પને એવી સલાહ આપી કે સત્યધર્મના પ્રતિસ્પર્ધીઓને ખંડણી આપવી યોગ્ય નથી, માટે આરજાસ્પને આપણા ધર્મની દીક્ષા લેવા આગ્રહ કરવો. ગુસ્તાસ્પે એવી વિનંતી કરતાં જ આરજાસ્પ ખૂબ ગુસ્સે થયો. તેણે ગુસ્તાસ્પને એવો છેવટનો પત્ર મોકલ્યો કે, " બે મહિનામાં જરથોસ્તી ધર્મ છોડી દે, નહિ તો યુદ્ધ માટે તૈયાર થા. "

આ પત્ર મળ્યો ત્યારે ગુસ્તાસ્પનો શૂરવીર ભાઇ ઝરીર દરબારમાં બેઠો હતો. પત્રની ઉદ્દામ ભાષા સાંભળી ઝરીર ગુસ્સે થયો. તેણે રાજાના હાથમાંથી તે પત્ર લઇ ફેંકી દીધો, અને આરજાસ્પના વકીલને યુદ્ધનું આવાહન સ્વીકાર્યાનું કહ્યું. આવી રીતે ગુસ્તાસ્પ અને આરજાસ્પ વચ્ચે યુદ્ધ શરૂ થયું.

પહેલી લડાઇમાં જરથોસ્તી પંથના અનેક વીરો કામ આવી ગયા. યુદ્ધની ઉત્સવમૂર્તિ ઝરીર ઘણા ઉત્સાહથી લડયો, પણુ ફિતુરીઓએ દગો દીધો. તેના પક્ષના કેટલાક નીચોએ તેને બેસાવધ પકડી મારી નાખ્યો. ગુસ્તાસ્પ અને અષો જરથુષ્ટ્રને અતિશય દુઃખ થયું પછી ગુસ્તાસ્પે એમ જાહેર કર્યું કે જે કોઈ વીર, ફિતુરી માણુસો શોધી તેમનો શિરચ્છેદ કરશે તેને હું મારી સુંદર દીકરી હુમાઈ

અર્પણ કરીશ. આથી ઘણા જુવાન વીર આગળ આવ્યા. તેમાંના તત્તર નામના એક જુવાન વીરે ફિતુરીઓની કતલ કરી. તેને લીધે એટલી જબર ધાસ્તી બેઠી કે ફિતુરીઓના ફંદ બંધ થયા. ગુસ્તાસ્પના દીકરા અસ્પેન્દીયરે એવી બહાદુરી બતાવી કે આરજાસ્પને નાસતાં ભોંય ભારે થઇ પડી. શરૂઆતનું ઔદાસિન્ય જતું રહ્યું, અને સત્ય ધર્મના સૈનિકો જયથી આનંદિત થયા. સર્વત્ર આનંદ આનંદ થઇ રહ્યો.

પણ આ યુદ્ધ આટલેથી જ ખલાસ થયું નહિ. છંછેડાએલા સાપ માફક પરાભવથી ચિડાયેલો આરજાસ્પ ફરી ચઢાઇ લઇ આવ્યો. આ વખતે પણ ઇરાનના 'અર્જુન' અસ્પેન્દીયરે ઘણું શૌર્ય બતાવ્યું. તે વરુની માફક આખો દેશ ફરી વળ્યો.

પણ દુશ્મન આ વખતે પૂરી રીતે સજ્જ થઇને આવ્યો હતો. તેણે રાજા ગુસ્તાશ્પને હરાવ્યો, ને શહેરમાં પ્રવેશ કર્યો. આ વેળા મહાન જરથુષ્ટ્ર પોતાના ૮૦ પુરોહિતો સાથે બલ્ખના સુપ્રસિદ્ધ અગ્નિ-મંદિરમાં ઉપાસનામાં મગ્ન હતા. તુર્કો આંધીના વેગથી ત્યાં ધસી આવ્યા, ગણ્યાગાંઠ્યા માણસોની સાથે મહાન જરથુષ્ટ્રે બચાવનો પ્રયત્ન કર્યો પણ તે અશક્ય હતું. તુર્કોએ પવિત્ર ગ્રન્થ 'ઝંદ અવેસ્તાની' હોળી કરી, ને પોતાની કાતીલ તરવારથી આ મહાન જગદ્ગુરુ અને તેમના અનુયાયીઓની કતલ કરી.

શહીદોના પવિત્ર લોહીની નદી વહી નીકળી. આ પવિત્ર નદીમાં પવિત્ર અગ્નિ હોલવાઇ ગયો, જગતમાં અંધકાર પ્રસર્યો, યમરાજ પોતાના પાડા ઉપર બેસી ચારે તરફ સ્વૈર ફરે છે, એવો ભાસ થયો.

એટલામાં સ્વર્ગમાંથી એક પ્રચંડ તેજનો ગોળો પૃથ્વી પર આવ્યો. જડદેહથી મુક્ત થએલો અષો જરથુષ્ટ્રનો પવિત્ર આત્મા તે સર્વવ્યાપી પરમ તેજમાં ભળી ગયો. આવી રીતે ૭૭ વર્ષની ઉંમરે આ મહાન ધર્મોપદેશકે પોતાનું અવતારકાર્ય પરિપૂર્ણ કર્યું. પણ એમનો

સદુપદેશ અનેક આત્માઓને સદ્પંથે લઇ જવા ત્રિકાલને માટે ગૂંજી રહ્યો.

અષો જરથુષ્ટ્રના મહાન પેગામનો અપૂર્વ ગ્રંથ 'અવસ્તા' આજે ગીતા, કુરાન કે બાયબલની જેમ તેમના અનુયાયીઓમાં પૂજાય છે. અવસ્તાના મૂળ ૨૧ ગ્રંથો હતાઃ પણ વારંવાર પરધર્મીઓના હાથે તેનો નાશ થતાં આજે થોડોઘણો ભાગ બચ્યો છે. આ અવસ્તા ચાર ભાગમાં વહેંચાયેલો છેઃ ૧ યશ્ન (ઇજશ્ને) ૨ વીસ્પરદ ૩ વંદીદાદ ને ૪ ખોર દેહ.

યશ્ન નામના પુસ્તકમાં જગદ્દગુરુની પાંચ ગાથાઓ છે. આ પુસ્તક ૭૨ અધ્યાય (હા)માં વહેંચાયેલું છે, ને મુખ્યત્વે અગ્નિમંદિરોમાં થતા ક્રિયાકાંડને લગતું છે.

બીજું વીસ્પરદ નામક પુસ્તક ઉપરના પુસ્તકની પૂર્તિ રૂપ છે. ત્રીજું વંદીદાદ મુખ્યત્વે શારીરિક નિયમો અંગેનું છે. છેલ્લા પુસ્તક ખોરદેહમાં નિત્યકર્મ, દૈનિકપૂજા ઇત્યાદિ પ્રસંગે પાઠ કરવાના મંત્રો છે. આમાં સૂર્ય, ચંદ્ર, પાણી, અગ્નિ, વાયુ આદિની આરાધનાના મંત્રો છે.

સામાન્ય રીતે જરથોસ્તી ધર્મ કર્મમાર્ગી છે, ને ટૂંકામાં કહીએ તો એ જગદ્ગુરુનો સંદેશ નીચેના વાકયોમાં આવી જાય છે.

હુમત–સારા વિચાર કરો.

હૂખ્ત–સારાં વચન બોલો.

હુર્શત–સારાં કામ કરો.

| સ્થાપક. | ધર્મ. | ગ્રંથ. |
|---|---|---|
| શ્રી કૃષ્ણ ... ... | વૈષ્ણવ–હિંદુ ... | ભગવદ્‌ગીતા |
| ભગવાન બુદ્ધ... ... | બૌદ્ધ ... ... | ત્રિપિટક |
| ભગવાન મહાવીર ... | જૈન ... ... | આગમ |
| ઈસુ ખ્રિસ્ત ... ... | ક્રિશ્ચિયન ... ... | બાયબલ |
| હ. મોહમ્મદ પયગંબર | ઈસ્લામ ... ... | કુરાન |
| અષો જરથુષ્ટ્ર... ... | જરથોસ્તી ... ... | અવસ્તા |

# પૂર્ણાવતાર તરફ

## [ શ્રીકૃષ્ણ ]

સમુદ્રના અપરિમિત વિસ્તાર તરફ જોઇ રોજ નવી નવી કલ્પનાઓ મનમાં ઉદ્ભવે છે; એવી મતલબના ઉદ્ગારો કોઈક વાગ્વિશારદે કાઢયા છે. ભગવાન શ્રીકૃષ્ણના ચરિત્ર સંબંધી એમ જ કહેવાશે.

ખરેખર એવો અનન્ય સાધારણ પુરુષ હિંદુસ્તાનમાં જ નહિ પણ અખિલ જગતના ઇતિહાસમાં બીજો કોઇ થયો જ નથી. હિંદી સંસ્કૃતિનું એવું એક પણ અંગ નથી કે જેના પર શ્રીકૃષ્ણના અવતારના કાર્યની અગર તો ઉપદેશની છાપ પડી નથી. રાજાના મહેલથી તે ગરીબની ઝૂંપડી સુધી સર્વત્ર શ્રીકૃષ્ણનું પૂજન ચાલુ છે. શૂરોને તે શૌર્યના આદર્શ જણાય છે, પ્રણયી જનોને તો તે આદિદેવ લાગે છેઃ તત્ત્વવેત્તાઓ તેના અલૌકિક ઉપદેશનું ચિંતન કરે છેઃ તેમની બાળલીલા એ પ્રેમાળ માતાઓનો વિષય થઈ પડયો છે, અને રાજકારણમાં દર્શાવેલું તેમનું ચાતુર્ય રાજનીતિશાસ્ત્રીઓને છક કરે છે. અધ્યાત્મ વિદ્યાના આ યોગેશ્વરનાં વચનો પર ભાષ્યો રચાય છે, અને સંગીતનૃત્યાદિ સંસ્કૃતિનાં લલિત અંગો શ્રીકૃષ્ણની ભક્તિનું જ

સ્પષ્ટીકરણ કરે છે. સારાંશ બુદ્ધિના અને માનવના સર્વ વિભાગો પર તેનું પ્રભુત્વ હોઇ પોતાના વ્યક્તિત્વના ચળકાટથી સર્વ હિંદુ દુનિયા તેણે દિપાવી મૂકી છે, અને એટલા માટે જ શ્રીકૃષ્ણને પૂર્ણાવતાર તરીકે માનવામાં આવે છે. વિકાસવાદની દૃષ્ટિએ જોતાં પણ મત્સ્ય, કૂર્મ આદિ અવતારોની પરિણતી થતાં થતાં આ સંપૂર્ણ રૂપ પરમેશ્વરે ધારણ કર્યું છે, એ વિચાર બરાબર લાગે છે. 'મનુષ્યત્વ એ એક મોટો મનુષ્ય છે' એમ મોઝીની કહે છે. તેથી પૂર્ણાવતારમાં માનવતાના બધા અંગોનો સમાવેશ થવો જોઇએ. શ્રીકૃષ્ણના સર્વાંગ સંપૂર્ણ ચરિત્રમાં આ સર્વ બાજુનો વિકાસ સ્પષ્ટ રીતે દેખાય છે.

પ્રથમ એક વાત યાદ રાખવી જોઇએ કે શ્રીકૃષ્ણ એ એકમાર્ગી વ્યક્તિ નથી. તેનું ચરિત્ર એટલા બધા જુદી જુદી જાતના તંતુઓ વડે ગુંથાએલું છે કે તેનો ઉકેલ ઉપર ટપકે જોનારને થશે નહિ. દરેક કામ કરતી વખતે કર્માકર્મનો શ્રીકૃષ્ણે બારીકાઇથી વિચાર કર્યો હોવાને લીધે તેમના ચરિત્રમાં કેટલેક ઠેકાણે કેટલોક ભાગ ઉપરથી અસમર્થનીય જણાય છે, જ્યારે કેટલાક પ્રસંગો યોગ્ય લાગતા હોવા છતાં સ્પષ્ટીકરણ ઉપલબ્ધ થતું નથી. કાકા સાહેબ કાલેલકરે એક ઠેકાણે કહ્યું છે કે, જેમ વ્યાકરણકર્તા એકાદ નિયમના સર્વ અપવાદોની નોંધ રજુ કરે છે તેવી જ રીતે શ્રીકૃષ્ણનું ચરિત્ર પણ લોકોત્તર વાતોની નોંધ દર્શાવે છે. * તેથીજ તેના ચારિત્ર્યનું રહસ્ય શોધી કાઢવું કઠણ છે.

શ્રીકૃષ્ણ સંબંધી પહેલી જ વાર જો કોઇ પણ વસ્તુ મનમાં આવતી હોય તો તે એ છે કે તે જન્મસિદ્ધ લોકનાયક હતા. લોકનાયક થવાને માટે બુદ્ધિમત્તા, કલ્પનાશક્તિ, ધૈર્ય, ધ્યેયવાદ, સામર્થ્ય વગેરે જે ગુણો હોવા જોઇએ, તે તો એમનામાં નૈસર્ગિક રીતે પૂરેપૂરા હતા. પણ આ બધાં કરતાં સહુથી મોટો ગુણ તેમની સમાજ

* जीवनसाहित्य

માટેની અસાધારણ લાગણીમાં જ જણાઇ આવે છે. મોટા કુળમાં જન્મધારણ કરીને પણ નાનપણથી જ તે ગોપવૃન્દમાં ઊછર્યા તેથી જનસમાજ સાથે અને તેમની અભિલાષાઓ સાથે તે એકરસ થઇ શકયા. જન્મથી જ પ્રાપ્ત થએલા મહત્તાના અલંકારોને અવગણી તે સામાન્ય જનો સાથે મળી ગયા. આજના એક મહાન્ પુરુષના શબ્દમાં થોડો ફેરફાર કરીને કહીએ તો "તે જન્મથી જો કે ઉચ્ચ કુલના હતા તો પણ તે સ્વેચ્છાથી સામાન્ય જન હતા" "He was an aristocrats by birth but a commoner by choice". સામાન્ય લોકો સાથે મમતાથી વર્તી તેમનામાં પોતાને માટે પૂર્ણ વિશ્વાસ પેદા કરે તેવા કર્તવ્યશીલ માણસને નાયકનો હોદ્દો સ્વાભાવિક રીતે મળે છે. શ્રીકૃષ્ણ એવી રીતે જ લોકનાયકની પદવીને પામ્યા છે.

આ તેમના યશનું કારણ ધ્યાનમાં લઇએ એટલે તેમની રાષ્ટ્ર-નિર્માતા તરીકેની ગણત્રી કેમ કરવામાં આવે છે તે ચોક્કસ રીતે સમજાશે × કંસ, શિશુપાલ વગેરે ક્રૂર અને અન્યાયી સત્તાધીશોના અમાનુષી વર્તનથી આખો દેશ ડગમગી ગયો હતો. કુમારિકાઓનું શીલ સુરક્ષિત નહતું. શાન્તિવાદી નગરજનોના હકોની ગમે તેવી રીતે પાયમાલી કરવામાં આવતી હતી. મદોન્મત્ત તથા પ્રબળ જનોના નેત્રકટાક્ષ અનુસાર દેવતા પોતાનું વર્તન ચલાવતા. આ ગેરવ્યવસ્થા બંધ કરવા માટે શ્રીકૃષ્ણે જુલ્મી સત્તાધીશો સામે બંડ ઉઠાવ્યું. સ્વાતંત્ર્ય પ્રિય અને કર્તવ્યનિષ્ઠ ગોપાલોનું ઉપરીપણું સ્વીકારી કંસ, શિશુપાલ, જરાસંધ વગેરે સત્તાધારી દુરાત્માઓનો નાશ કર્યો, અને યોગ્ય લોકોના હાથમાં રાષ્ટ્રસત્તા સોંપી. ગરીબ નાગરિકોનાં જીવન સ્થિર અને ઉન્નત કરવા તેમને સાધન કરી આપ્યું; અને આ કર્તવ્યશીલતાના જેવીજ પ્રભાવશાળી કાર્યદક્ષતા તેમણે પાંડવો જેવા સારા, શીલવાળા અને શૂર માણસોને હમેશાં સહાય કરીને દેખાડી.

× 'Shri Krishna' by B. C. Pal.

શૌર્ય, સંગઠન–ચાતુર્ય, શીલ અને બુદ્ધિમત્તા આ ચાર વસ્તુઓ પૂર્ણ રીતે સિદ્ધ કરવાથી રાજસૂય યજ્ઞ વખતે શ્રીકૃષ્ણની અગ્રપૂજા કરવાનો પ્રશ્ન નીકળ્યો ત્યારે ત્યાંના માનવંત બ્રહ્મર્ષિઓએ તેમને ઘણા આનંદથી પોતાની સંમતિ આપી. તે સમયના મહાન પુરુષોમાં શ્રીકૃષ્ણ માટે કેટલો બધો આદર હતો તે આ ઉપરથી દેખાઇ આવશે.

વિશ્વરૂપદર્શનથી ભયભીત થએલા અર્જુને જ્યારે શ્રીકૃષ્ણને પૂછ્યું કે "ભગવાન, આ બધું જગત આપનાથી વ્યાપ્ત છે, આપની સંહારની લીલા સર્વત્ર પ્રવર્તી રહી છે. આવા ઉગ્રરૂપવાળા આપ કોણ છો તે મને કહો." ત્યારે તે વિશ્વરૂપધારી શ્રીકૃષ્ણે જવાબ આપ્યો કે, "હું લોકોનો નાશ કરવાને પ્રવૃત્ત થએલો કાળ હોઇ તેમનો સંહાર કરવા માટે અવતર્યો છું.× આ જવાબમાં શ્રીકૃષ્ણના અવતારકૃત્યની એક બાજુ સ્પષ્ટ દેખાશે. સંહાર વગર સર્જન બની શકતું જ નથી, વિશાળ ઉત્પત્તિ અને મહાન વિનાશમાંથી જ જગતનો વિકાસ થએલો છે. આ દૃષ્ટિએ જોતાં પરમેશ્વરની બ્રહ્મા અને વિષ્ણુ એ વિધાયક વિભુતિ સાથેજ રુદ્ર જેવી સંહારક વિભુતિ પણ પ્રાચીન તત્ત્વવેત્તાઓએ કલ્પી એ યોગ્ય જણાય છે. શુદ્ધિકરણની નૈસર્ગિક પ્રવૃત્તિ માનવ શરીર પેઠેજ રાષ્ટ્રદેહમાં પણ હોય છે. તેથી જ કેટલા સૈકા પછી એકાદ અદ્વિતીય વીર ઉત્પન્ન થઇને ઝંઝાવાત સમો પ્રલય શરૂ કરે છે અને તે પ્રલય કેટલાક કાળ સુધી ઉદ્વિગ્નકારક લાગે તો પણ તેમાંથીજ નવીન તત્ત્વો નિર્માણ થાય છે. નેપોલીઅન અને કૈસર વીલીયમ જેવા રાક્ષસી માણસોએ એક દૃષ્ટિએ જોતાં દિવ્ય કાર્ય કર્યું કહેવાય, કારણ કે નેપોલીઅને ઉત્પન્ન કરેલા વિગ્રહના વાતાવરણમાંથી રાષ્ટ્રીયત્વ જન્મ પામ્યું. અને કૈસરે કરેલા મહાયુદ્ધ પછી આંતરરાષ્ટ્રીયત્વની ઉદાત્ત ભાવનાનો વિચાર કરવા તરફ જગતની પ્રવૃત્તિ થવા લાગી.

---

× कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो ।
लोकान्समाहर्तुमिह प्रवृत्तः ॥ भगवद्गीता.

સૃષ્ટિપર દુરાત્માઓનું પ્રાબલ્ય વધી પડયું હતું, એવે વખતે શ્રી કૃષ્ણનો અવતાર થયો અને પોતાના બાહુબળથી અને બીજાઓને પરોક્ષ સહાય કરીને તેમણે તે દુરાત્માઓનો સંહાર કરી પૃથ્વીનો ભાર હલકો કર્યો. સાધુનું રક્ષણ એ જેવું તેમનું વિધાયક કાર્ય તેમ દુષ્ટોનો વિનાશ એ તેમનું વિધ્વંસક કાર્ય છે. બેઉ કાર્યોની રાષ્ટ્રોદ્ધારને સરખી જ જરૂર હતી. આ બેઉ કાર્યો શ્રીકૃષ્ણે કુનેહથી પાર પાડયાં માટે તેમનું મહાત્માપણું સાર્થક છે.

તથાપિ દુર્જનનો સંહાર કરવાના કાર્યમાં તેમણે જે રુદ્રરૂપ ધારણ કર્યું હતું તે છોડી દઇએ તો તેમનું અવશેષ જીવન પ્રેમરસથી ભીંજાએલું હતું. મિત્ર, પતિ અને ત્રાતા એ તરીકેની ત્રણેય ભૂમિકામાં તેમનો અગાધ પ્રેમ દેખાઇ આવે છે. અજ્ઞાન ગોપીજનો, કંગાલ પણ જ્ઞાની વિદુર, પ્રેમી મિત્ર અર્જુન, સાધ્વી દ્રૌપદી વગેરે પોતાના અનેક નિઃસીમ ભકતોને તે કેટલી તત્પરતાથી મદદ કરતા હતા તે વિચારવા જેવું છે. "ભાવનો ભૂખ્યો" હતો, "હું અનન્ય ભક્તિથીજ વશ થનારો છું."* આ પોતાની પ્રસન્નતાનું રહસ્ય તેમણે અર્જુનને કહ્યું છે.

ગોપીઓનો પ્રેમવિલાસ એ શ્રીકૃષ્ણની ભક્તિયોગનું કેન્દ્ર કહેવાય. કૃષ્ણ-ગોપીના સંબંધનો ઘણીવાર વિપર્યાસ કરવામાં આવે છે, પણ તે અજ્ઞાન છે. બહારના દેખાવરૂપી પડદાને દૂર કરી અંદર યથાર્થ સ્વરૂપ જોવાની દૃષ્ટિ ન હોવાને લીધે એવી ભૂલ થાય છે. ખરી રીતે ભક્તિતત્ત્વનો ખરો ઉત્કર્ષ જોવો હોય તો તે કૃષ્ણ-ગોપીના પ્રેમથીજ દેખાશે. સ્વામી વિવેકાનંદ શ્રીકૃષ્ણના ચરિત્રના આ ભાગ સંબંધી લખતાં કહે છે કે 'અહો, શ્રીકૃષ્ણના ચરિત્રનો કેટલો આ અદ્દભૂત રમ્યભાગ છે! અને તે જેટલો અદ્દભૂત રમ્ય છે તેટલો

---

* भक्त्या त्वनन्यया शक्यमहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ भ. गीता.

જ તે દુર્ગમ્ય છે. પૂર્ણ રીતે શુદ્ધ થયા વિના કોઈએ પણ તે સમજવાનો પ્રયત્ન કરવો નહિઃ પ્રેમામૃતની ધૂન આવ્યા વિના વૃન્દાવનની તેમની રૂપકાત્મક લીલા સમજાશે નહિ. મનુષ્યની બુદ્ધિને સ્ત્રી તરીકે કલ્પી, પરમેશ્વરને તેના હૃદયનાથ તરીકે કલ્પવાનું રૂપક ઘણા ખરા ધર્મમાંના પ્રતિભાશાળી કવિઓએ આપ્યું છે. "તારો પરમેશ્વર તારો પતિ છે" (Thy maker is thy husband). એવું હિબ્રુ ઉપદેશકોએ કહ્યું અને એજ અર્થમાં પ્રાચીન યહુદી કન્યાઓનાં ગીતો, સૂફી કવિઓનાં ગાયનો અગર તો મહારાષ્ટ્ર સંતકવિઓનાં ભજનોઃ એવા પ્રકારનાં બહુજ સુંદર ગીતોમાં આ પ્રેમસંબંધ વર્ણવેલ છે. કૃષ્ણ–ગોપીઓનો પ્રેમ એટલે જીવ ને શિવનો ઉત્કટ, મધુર, અહેતુક અને અનન્ય સ્નેહ છે. આ સ્નેહ શ્રી કૃષ્ણના અવતારમાં વ્યક્ત થાય છે તેટલો તેવો બીજે ક્યાંય પણ આવિર્ભૂત થતો નથી.

અહીં સુધી લોકનેતા, રાષ્ટ્રનિર્માતા, સંહારક અને પ્રેમયોગી તરીકેના શ્રીકૃષ્ણના જુદાં જુદાં કાર્યોનું વર્ણન થયું. પરંતુ તેમનું ખરું અવતારકાર્ય તો તત્ત્વનિરૂપણમાં જ સમાય છે. કુરુક્ષેત્રના મહાયુદ્ધની શરૂઆતમાં સ્વજનોનો નાશ થશે એમ જોઇ દુઃખી અને ઉત્સાહ વગરના અર્જુનને તેમણેજ જે ગીતાતત્ત્વ કહ્યું તે ભારતનાજ નહિ પણ જગતના તત્વજ્ઞાનપૂર્ણ વાઙ્મયમાં ખરેખર અલૌકિકજ છે. હઝરત મહમદનું

‡ "Ah that most marvellous passage in his life, the most difficult to understand, and which none ought to attempt to understand until he has become perfectly chaste and pure; that most marvellous expansion of love, allegorised and expressed in that beautiful play of Brindavan, which none can understand but he that has become mad and drunk deep of the cup of love."

—*Swami Vivekanand.*

વીરત્વ, બુદ્ધની અહિંસા, ઇશૂનો ભક્તિયોગ, મહાવીરની તપશ્ચર્યા અને જરથુષ્ટ્રનું સત્યાન્વેષણ એ સર્વનો સુંદર સંગમ એટલે શ્રીકૃષ્ણનું તત્ત્વજ્ઞાન, પ્રવૃત્તિ અને નિવૃત્તિનો સાચો સમન્વય કરીને તેમણે પોતાનું તત્ત્વજ્ઞાન હમેશાં તાજું રહે એવું સર્વવ્યાપક અને જીવતું બનાવ્યું છે. શ્રી કૃષ્ણની અહિંસા એટલે જ્ઞાનેશ્વરે કહ્યા પ્રમાણે " जगाचिया सुखोद्देशे राहटणे " * તેમનો સંન્યાસયોગ એટલે ફલની ઇચ્છા રાખ્યા વગર સાધ્ય કરેલો કર્મયોગ. સર્વ જીવો તરફ મમતાની લાગણીથી જોવું એ મોટા માણસનો સ્વાભાવિક જ ધર્મ છે, એવું તેમણે કહ્યું છે. વર્ણાશ્રમ ધર્મનાં યોગ્ય કર્મો કરવાં એ સારું છે એવું તેમનું આગ્રહથી કહેવું છે. અર્જુનને યુદ્ધ માટે તૈયાર કરવા તેમણે પોતાનો સર્વ ઉપદેશ કર્યો. વળી ત્યાગ, અપરિગ્રહ અને અરતિનું પણ મહત્ત્વ એટલાજ ભારથી રજૂ કર્યું છે. સારાંશ ધર્મઅધર્મનો સૂક્ષ્મ વિવેક કરી તેમણે મનુષ્ય જાતિને કર્તવ્યનો શાશ્વત માર્ગ દોરી આપ્યો છે.

" સુખ હો યા દુઃખ હો, મનુષ્ય જન્મ મળ્યો એજ મોટું ભાગ્ય સમજી સૃષ્ટિના આ ન ટાળી શકાય એવા વ્યવહારમાં, જે જે પ્રાપ્ત થાય તે તે ખુશીથી " दुःखेष्वनुद्विग्नमना सुखेषु विगतस्पृहः । " ( ગીતા–૨=૫૬ ) એ ન્યાયે એટલે સમાન બુદ્ધિથી સહન કરવું અને જગતના ધારણપોષણ માટે પોતાના શાસ્ત્રાનુસાર અધિકાર પ્રમાણે કર્મનો જે ભાગ પોતાને ભોગવવાનો છે તે કોઇ પણ ફળના ઉદ્દેશથી નહિ પણ નિષ્કામ બુદ્ધિથી કરતા રહેવું એજ મનુષ્યનું કર્તવ્ય છે. ‡ શ્રી કૃષ્ણના ઉપદેશનું આ સંક્ષિપ્ત રહસ્ય છે એમ કહી શકાશે.

એવી જાતનું શ્રીકૃષ્ણના અવતારકાર્યનું સ્વરૂપ છે. તેની બીજી ઘણી મહત્ત્વની બાજુઓ છે. પ્રખ્યાત બંગાળી ઉપન્યાસકાર

---

* જગતને સુખી કરવામાં જીવન સમર્પવું.

‡ गीतार. स्य.

બંકિમચંદ્ર ચેટરજીએ વર્ણન કર્યા પ્રમાણે શ્રીકૃષ્ણ "અપરાજેય, અપરાજીત, વિશુદ્ધ, પુણ્યમય, પ્રીતિમય, દયામય, કર્તવ્યમાં ન ચુકનાર, ધર્માત્મા, વેદજ્ઞ, નીતિજ્ઞ, લોકહિતૈષી, ન્યાયનિષ્ઠ, ક્ષમાશીલ, નિરપેક્ષ શાસ્તા, નિર્મમ, નિરહંકારી, યોગયુક્ત તપસ્વી હતા." આમાનું દરેક વિશેષણ સાર્થ અને ઉચિત છે. બંકિમબાબુ કૃષ્ણચરિત્રપરના પોતાના સુંદર ગ્રંથના સમારોપણમાં કહે છે, "કૃષ્ણ માનવ વ્યક્તિ હતી એમ કોઇ માને તો પણ તેને છેવટે રીસ ડેવિડ્સે બુદ્ધ માટે જે કહ્યું છે તેજ કૃષ્ણ માટે પણ કહેવું પડશે કે તે બુદ્ધિશાળીઓમાં અગ્રેસર અને સર્વ શ્રેષ્ઠ હિંદુ હતો."*

* તિની મીમાંસા કરિયેન જે, કૃષ્ણ મનુષ્યમાત્ર છિલેન, તિની અન્તતઃ Rhys Davids શાંકયસિંહ સંબંધે જાહા બલિયાછેન કૃષ્ણ કે તાહાઇ બલિબેન "The wisest and Greatest of the Hindus" બંકિમચંદ્ર.

# બે ધાર્મિક સમાજસત્તાવાદીઓ.

## [ ભગવાન બુદ્ધ અને ઈસુ ખ્રિસ્ત ]

**આ** દુનિયાની અંધારીમાંથી ફાંફાં મારી બહાર નીકળવા માગતા જગતને માર્ગદર્શક થનારા તારાઓમાં બુદ્ધ અને ઈસુ એ ગુરુ અને શુક્ર જેવા છે. બંનેના તત્ત્વગીતોના અવાજ લગભગ સરખાજ છે. બન્નેનાં ગીતો વિરક્તિ અને ભૂતદયા એ ષડજપંચમોદ્ધાર તાલ ઉપર ચાલતાં છે. આ સરખાપણાને લીધે જ હશે કે શું, પૂર્વ દેશોમાં ઈસુ માટે વ્યક્તિશઃ જેમ માન દેખાઈ આવે છે તેવું જ કે તેથી પણ વિશેષ માન બુદ્ધ માટે પશ્ચિમ તરફના સાધુઓ દેખાડે છે. ઓગણીસમી સદીના બંગાળી ધર્મસુધારકોને ઈસુના શુદ્ધ ચરિત્રે બહુજ આકર્ષ્યા હતા, અને હાલ પણ ઈસુના જીવત પ્રત્યે માનથી જોનારા લોકો આપણામાં થોડા નથી. યુરોપમાંની બુદ્ધપૂજા વિષે પણ એમજ કહેવાય. પ્રસિદ્ધ જર્મન તત્ત્વવેત્તા શોપનહૂર એ અતિશય દુઃખવાદી હોવાથી તે સહેલાઈથી બુદ્ધના તત્ત્વજ્ઞાનને આધીન થયો. ભૂતદયા વગેરે ઉચ્ચ તત્ત્વોની બેસુમાર નિંદા કરનાર સામર્થ્યોપાસક જર્મન તત્વજ્ઞ નિત્સે પણ ખ્રીસ્તી ધર્મ સાથે સરખાવતાં બુદ્ધનું

કહેવું ઘણું જ સારું એમ કહે છે. બુદ્ધનું ચરિત્ર અને તત્ત્વજ્ઞાનનો આસ્થાથી અભ્યાસ કરનાર રીસ ડેવીડ્સ, એડ્વીન આર્નોલ્ડ જેવા કટલા બધા મોટા માણસો ત્યાં છે; એટલુંજ નહિ પણ મીસ્ટર એચ. જી. વેલ્સ જેવા શાસ્ત્રીય પદ્ધતિના વિચારવાળા લેખક પણ 'દુનિયામાંનો ઘણીજ કુશાગ્ર બુદ્ધિવાળો પુરુષ *' એવો બુદ્ધ માટે માનભેર ઉલ્લેખ કરે છે.

બુદ્ધ અને ઇસુના અવતારકાર્યમાંનું અને ઉપદેશમાંનું મળતાપણું અને જુદાપણું જોતાં, પહેલાં એક વાત સમજી લેવી જોઇએ; તે એ કે વિરક્તિનો ઉપદેશ બંનેએ કર્યો છે, છતાં બંન્નેની વૃત્તિમાં એક મહત્ત્વનો ભેદ છે. જીવનકલહનું ભયંકર સ્વરૂપ જોઈ બુદ્ધને દુનિયાના વૈભવ પ્રત્યે ચીડ ચઢી અને સમુદ્રની મધ્યમાં ફરનાર ખલાસીને જેમ પાણી જ પાણી દેખાય તેમ બુદ્ધને જગત અપરંપાર દુ:ખથી ભરેલું છે એમ લાગ્યું. તેમાંથી મોક્ષ મેળવવા વિરક્તિ અને કર્તવ્ય એક ચિત્તે અનુસરવાં જોઈએ એમ તેણે કહ્યું.

ઇસુનું કહેવું ઘણું જુદું છે. ભેદભાવ અને રાક્ષસી સંપત્તિથી મસ્ત થએલા જગતમાં શાંતિ સ્થાપવા પ્રેમામૃતનું સીંચન કરવું એ માર્ગનો ઇશુએ ઉપદેશ કર્યો. બુદ્ધના ઉપદેશમાં કર્તવ્યપાલનનું અને દમનનું કઠોરપણું છે, તો ઇસુનો ઉપદેશ પ્રેમની લાગણીથી સ્નિગ્ધ થએલો છે. થીઓસોફીની દૃષ્ટિએ બુદ્ધ અને ઇસુના જીવન પર લખતાં ડૉક્ટર ઍની બેસન્ટે આ બન્નેની વૃત્તિમાંનું જુદાપણું ઘણી સારી રીતે બતાવ્યું છે. ડૉક્ટર બેસન્ટ કહે છે–" તે મહાપુરુષ પછી એકજ વાર એક મોટા ધર્મની સ્થાપના કરવા માટે દુનિયામાં બુદ્ધરૂપે આવ્યો, પછી તેણે કદી પણ માણસરૂપ ધારણ કર્યું નથી. જગદુદ્ધારની ધુંસરી તેણે તેના ભાઈ પર મૂકી. આ નવો ઉદ્ધારક એટલે જ મૈત્રેયી મુનિ છે. પોતાના મોટા

---

* "......One of the most penetrating intelligences the world has ever known." H. G. Wells.

ભાઈ સાથે મૈત્રીથી ઘણીવાર દુનિયામાં અવતર્યો હતો તેનેજ ઇસૂ એમ કહે છે. બુદ્ધ અને ઇસૂના વિચારમાં અને ઉપદેશમાં સરખાપણું છે તો પણ તેમની વૃત્તિમાં ફેર હોવાને લીધે દરેકના ઉપદેશ પર સુંદર પણ જુદીજ એવી છટા દેખાય છે. બુદ્ધને 'બુદ્ધિમાં ઇશ્વર' કહીએ તો ઇશુને 'પ્રેમનો ઇશ્વર' કહી શકાય. એકે તત્ત્વપ્રતિપાદન કર્યું અને માણસને ખરા જ્ઞાન અને ખરા વિચારોની દીક્ષા દીધી, તો બીજાને પ્રેમમાં જ પરમેશ્વર દર્શન થયું."×

એવી રીતે બુદ્ધિ અને પ્રીતિ એ જુદી જુદી પ્રેરક શક્તિઓ-માંથી આ બન્નેનું તત્ત્વજ્ઞાન નિર્માણ થએલું હોવાને લીધે દરેકનું સ્વરૂપ થોડું જુદી રીતનું હોય એ સ્વાભાવિક છે. બુદ્ધની શિખામણમાં ચતુરાઇ દેખાય છે. ઇસૂના ઉપદેશમાં કાવ્ય દેખાય છે.

ઇસૂના શબ્દોમાં પ્રેમનો ફુવારો દેખાવાનું કારણ તેની ઊંડી પરમેશ્વર-ભક્તિ છે. સતારની ઉપર-નીચેના ભૂતદયા અને ઇશપ્રેમ એ બે જાતના તાર ઉપરના ગુંજનનું ગીત અતિશય મીઠું લાગે છે. બીજી બાજુ બુદ્ધ ઈશ્વરના અસ્તિત્વના વિષયમાં મુગ્ધ છે. દુનિયાનાં દુઃખોનું નિદાન કરીને પૂર્વજન્મ અને સંચિત એ સિદ્ધાંતો તેણે કબૂલ રાખ્યા છે. આગળ આવેલા કઠણ પ્રશ્નનો એકાદ ગણિત-વેત્તા જેમ શાન્ત ચિત્ત અને સરળ બુદ્ધિથી વિચાર કરે છે તેવીજ બુદ્ધની રીતિ છે. તેથીજ તેને 'બુદ્ધિનો દેવ' (God of wisdom) એ નામ ખરી રીતે શોભે છે. ઈસૂ પુનર્જન્મ માનતો નથી, પણ પરમેશ્વર ઉપર તેની અસાધારણ શ્રદ્ધા છે. તારી મદદથી જ અમે ચાલીએ છીએ; અને અમારો ભાર પણ તુંજ સહન કરે છેઃ એવી નિષ્ઠાથી આ લોકમાં સત્કૃત્યો કરવાથી પરમેશ્વરના રાજ્યમાં પ્રવેશ કરાશે, એવો તેનો ઉપદેશ છે.

આટલો મૂળભેદ ધ્યાનમાં રાખીને આ બન્નેના ચરિત્ર તરફ

× The Immediate Future.

જોઇએ તો તેમનામાં દેખાતા થોડા જુદાપણાનું કારણ સમજાશે. તેમનામાંનું સરખાપણું વધારે સારી રીતે જણાઇ આવે છે.

બુદ્ધ અને ઇશુ એ બેઉ ધર્મસુધારકો હતા. બુદ્ધને માર સાથે લડવું પડયું, તેમ ઇસુને શયતાનનો સામનો કરવો પડયો. પ્રચલિત ધર્મોના સેવકોએ બેઉને સતાવ્યા.

બુદ્ધનો સમય જાહોજલાલીનો હતો. તે વખતે ધ્યેયવાદ બહુજ નરમ પડેલો હતો. દુનિયાના સંપત્તિનાં પડળ ભાગ્યશાળીઓની આંખો પર આવેલાં હોઇ તેઓ ગરીબોને હલકા ગણુતા. જન્મસિદ્ધ વર્ણ ઉપર ઉચ્ચનીચપણું નક્કી થયું હોવાથી નીચવર્ણ ગણાતો જનસમાજ નાખુશ રહેતો. અધ્યાત્મ વિદ્યાનો ઇજારો અમુક એક વર્ગ તરફજ હોવાને લીધે, પરમેશ્વરના રાજ્યમાં આપણને કશું સ્થાન નથી એવો વિષાદ તેઓને થતો. વૈદિક ધર્મોનાં ઉચ્ચ તત્ત્વો પર ખરાબ રૂઢિઓનો કાટ ચડયો હતો. યજ્ઞયાગાદિ વિધિઓમાંનાં શ્રેષ્ઠ તત્ત્વો ભુલાઇ જતાં ફક્ત :તેમનું બાહ્ય સ્વરૂપ એજ સર્વસ્વ છે એમ લોકોને લાગતું હતું.

આવે સમયે બુધ્ધે પોતાના અલૌકિક પ્રતિભાબળથી આખા સમાજ રૂપી સાગરનું મંથન કર્યું. પોતાના ઉપદેશમાં યજ્ઞવિધિઓનો નિષેધ કરી સમાજને માન્ય થાય એવા શબ્દોમાં પોતાનું જ્ઞાન કહ્યું. પાંડિત્યનો આડંબર તેણે જરા પણ કર્યો નહિ, અને અદ્‌ભૂત વાતો ઉપર શ્રદ્ધા રાખ્યા વગર જે વૈદિક તત્ત્વો લોકો સમજી જ ન શકે તે સઘળાં છોડી દઇ બુધ્ધે તર્કને બેસતું આવે અને ખરું લાગે એવા જ નવા તત્ત્વજ્ઞાનનો પ્રસાર કર્યો. જન્મથી પ્રાપ્ત થતા ઉચ્ચની-ચપણાને સ્થાન ન આપતાં સમાજમાંના બધી જાતના લોકોને પોતાનો ઉપદેશ સહેલો કરી આપ્યો; અને બધાથી ઉત્તમ વાત એ છે કે જગતને વિરક્તિથી દીક્ષા આપીને ઐહિક લોભમાં ગુંચવાતા લોકોને ઉચ્ચ જીવનના વાતાવરણમાં દાખલ થવાનો રસ્તો બતાવ્યો.

ઇસુનું અવતારકાર્ય પણ આજ રીતનું છે. બધા યહુદી લોકને ઐહિક વૈભવનો કેફ ચડયો હતો. પરમેશ્વરે પોતાના પૂર્વજ એબ્રાહીમ તેને આ પૃથ્વીનું રાજ્ય આપેલું છે, અને તેનો આપણે મનમાનતો ઉપભોગ કરવો એવું યહુદીઓ માનતા હતા. પૂજારીઓએ રાજ્યસત્તા સાથે સહકાર કરી ગરીબ રૈયત પર જુલ્મ ચલાવ્યો હતો. પરંપરાગત અંધશ્રદ્ધાને વશ થઇ લોકો પણ આ જુલ્મ બોલ્યાચાલ્યા વગર સહન કરતા, સઘળા સમાજનું અધઃપતન થયું હતું, તો પણ તેમનામાં સત્તાધારીઓ દુબળાને હલકા ગણતા અને શ્રીમંતો ગરીબોને તુચ્છ ગણતા એમ ચાલતું; એવે વખતે સમાનતાના તત્ત્વોની પિછાન કરાવી પરમેશ્વરના રાજ્યનો 'Divine kingdom' સંદેશ આપવાનું મોટું કામ ઇસુએ કર્યું. આ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવશે કે બુદ્ધ અને ઇસુની સમાજ પરિસ્થિતિ ઘણીખરી સરખી જ હતી. તેમના ઉપદેશમાં બહુ સરખાપણું આથી જ દેખાય છે.

ઐહિક વૈભવની અનિવાર્ય ઇચ્છાને સંયમમાં આણતાં બહુ જ સખત સામનો કરવો પડયો, તેથી જ અપરિગ્રહ, ત્યાગ, વિરક્તિપર તેમને બધો ભાર મૂકવો પડયો. બન્નેએ સંપત્તિનો તિરસ્કાર ઘણીજ કડક ભાષામાં વ્યક્ત કર્યો છે.

બુદ્ધ કહે છે, "સંપત્તિ મેળવવાનો જુદો રસ્તો છે અને નિર્વાણ મેળવવાનો જુદો રસ્તો છેઃ એ જે બુદ્ધશિષ્ય જાણશે તે નામના મેળવવાની ઇચ્છા રાખશે નહિ, અને સંસારથી દૂર રહેવાનો પ્રયત્ન કરશે."×

હવે ઇસુનાં વચન સાંભળોઃ "પૃથ્વી પર ધનનો સંચય કરશો નહિ કારણ કે તીડ અને કાટથી તેનો નાશ થશે. ચોર તે ચોરી જશે માટે સ્વર્ગનું ધન ભેગું કરો."[1]

---

×. ધમ્મપદ

1 St. Mathew (The New Testament and Psalms.)

સંપત્તિ મોક્ષમાર્ગમાં કેટલી અડચણકારક છે, એનું બહુ સુંદર ચિત્ર દોરીને ઇસુ કહે છેઃ "સોયના કાણામાંથી એકવાર ઊંટ પસાર થઈ શકશે પણ પરમેશ્વરના રાજ્યમાંથી પૈસાદાર માણસ જઈ શકશે નહિ."

બુદ્ધ અને ઇસુને મુખ્ય ઝઘડો કરવાનો હતો. તે પરમેશ્વરના રાજ્યમાં ઈજારો લઈને બેઠેલા ભિક્ષુકો સાથે હતો, કારણ કે આ લોકો ઢોંગથી શ્રદ્ધાળુ જનોના વિશ્વાસનો લાભ લઇ સ્વેચ્છાચાર કરતા. આ ઢોંગ ઇસુએ અને બુદ્ધે લોકોને ઉઘાડો પાડી બતાવ્યો.

પર્વત પરના પ્રસિદ્ધ પ્રવચનમાં ઇસૂ કહે છેઃ–ઢોંગી ધર્મોપદેશકોથી સાવધ રહો. ઘેટાંનું ચામડું ઓઢી તમારામાં દાખલ થનાર તે વરુ છે.[૧]

ખરા બ્રાહ્મણની વ્યાખ્યા આપતાં બુધ્ધે એવા જ કડક શબ્દ વાપર્યા છે. "હે મૂર્ખ ! જટાજૂટમાં શો અર્થ છે ? હરણના ચામડાનો શો ઉપયોગ છે ? અંદર અંદર મેલો હોઇ બહારથી માત્ર તું પોતાને શુદ્ધ કરે છે. જટાભારથી, કુળથી, અગર જન્મથી મનુષ્ય બ્રાહ્મણ થઈ શકતો નથી. પણ જે સત્ય આચરણ કરનાર અને પ્રમાણિક છે એજ સુખી અને તે જ બ્રાહ્મણ છે."[૨]

ભિક્ષુકોની સામે વહોરી લીધેલું આ વેર બેઉ મહાત્માઓને ત્રાસદાયક નિવડયું. બુદ્ધને લાગટ પીસ્તાળીસ વરસ સુધી સંકટો સહન કરવાં પડયાં. તેના શીલ પર છાંટા ઊડયા. ઇસુને તો પોતાનું સત્ય પ્રસ્થાપિત કરવા માટે ભિક્ષુકોના ક્રોધાગ્નિમાં પ્રાણની આહુતી આપવી પડી.

ઉચ્ચનીચ વર્ણભેદ સામે બંનેએ બંડ જગાવ્યું હતું. બુદ્ધને સત્ય તત્ત્વનો સાક્ષાત્કાર થયા પછી પહેલો જ જે વૈષ્ણવ મળ્યો તેને તેના સવાલનો બુધ્ધે આપેલો જવાબ ધ્યાનમાં રાખવા જેવો છે. ઉચ્ચ-નીચ વર્ણનો વિચાર ન કરતાં બધાને પોતાનું ઉપદેશામૃત વહેંચવાનો

1 St. Matthew (the New Testament & Psalms.

૨ ધમ્મપદ

નિર્ધાર મુખ્યે તેમાં જાહેર કર્યો છે. સમાજમાં હલકા જણાએલા જકાત લેનાર સાથે જમવામાં ઇસુએ તે વખતના વર્ણભેદ પર મોટો ફટકો લગાવ્યો છે. બેઉએ પોતાનાં ધર્મમંદિરો બધાં માટે ખુલ્લાં મૂક્યાં છે આ ઉપરથી તેમની સર્વ સંગ્રાહક અને ઉદારવૃત્તિની કલ્પના થાય છે.

ઇસુ અને બુદ્ધના જીવનના અહેવાલમાં આથી પણ વધારે સામ્ય દેખાડી શકાય, પણ મુખ્ય મુખ્ય બાબતો તો ઐહિક વૈભવોનો નિષેધ, અનાસક્તિ, ઇન્દ્રિયદમન, સમતા વગેરે તત્ત્વોનો સંદેશો બેઉએ પણ સરખીજ લાગણીથી કહ્યો. અને પોતાના ઉજ્જવલ ચારિત્ર્યથી બધાને માન્ય પણ કરાવ્યોઃ શ્રેષ્ઠ ધર્મનો ગરાસ ઉચ્ચવર્ણની પાસેથી કાઢી લઇને તે ધર્મ સમાજની માલિકીનો કર્યો એ આ બન્ને પુણ્યાત્માઓનું ઘણું મોટું અવતારકાર્ય છે. તેથી તેમને 'ધાર્મિક સમાજસત્તાવાદી' એ પદવી આપવી ઘટે છે. આજ સુધી તેમના વધતા રહેલા સંપ્રદાયો એજ તેમના કાર્યના શ્રેષ્ઠપણાની સાબિતી છે.

# આત્મધર્મના આચાર્ય

## [ ભગવાન મહાવીર ]

अत्ता हि अत्तनुबंधु
अत्ति अत्तनो मित्तः 'आचारांग'

આર્યાવર્તના ક્રિયાકાંડોથી વ્યાપ્ત, સ્વર્ગપ્રાપ્તિ માટે મંદિરોમાં નૈવેદ્ય ને ઘંટારવના રસિયા, પોતાના નહીં પણ પારકાના પુણ્યે જશ ખાટી જવામાં જબરા લોકોને એક દહાડો કોઇ મહાન તપસ્વીએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું:

" આત્માનો બંધુ ને સાથી આત્મા છે," આત્માને બીજા કોઈની જરૂર નથી, સર્વ શક્તિમાન આત્માપર ચઢેલા કર્મકાદવને ધોઈ—નીતારી નાખો—અને તે પણ તમારા આત્મબળથી એટલે તમારો મોક્ષ છે, તમારો નિર્વાણ છે. બાહ્યાડંબરોની એને જરૂર નથી, દેવ—દેવીઓની અપેક્ષા નથી, કેસરકુંકુમની એને જરૂર નથી, મંદિર કે મઠોનો તેને ખપ નથી. એ તો સ્વયં વિકાસાગામી છે. પ્રયત્ન કરો, ફળ જરૂર છે.

યજ્ઞયાગાદિ બાહ્ય ક્રિયાકાંડોની સામે ધર્મને નામે ચાલતી હિંસા, સ્તેય ને અપ્રશસ્ત વ્યવહારોની સામે આવા પ્રચંડ આહાલેક જગાડનાર

ભગવાન મહાવીર ભગવાન બુદ્ધના અને મહાત્મા જરથુષ્ટ્રના સમકાલીન હતા. ભગવાન બુદ્ધ અને ભગવાન મહાવીર બંનેના સામે એક જ પરિસ્થિતિ ખડી હતી. બંનેને પ્રજાને હિંસાના લોહિયાળ માર્ગેથી પાછી વાળવી હતી. હજરત મહમ્મદ પયગંબર (સલ) કે અષો જરથુષ્ટ્રની જેમ દેવદેવતાઓના જાળમાં ફસાઈ આત્મબલ વિસરી ગયેલાઓને ફરીથી આત્મા યાદ આપવાની બંનેની ઇચ્છા હતી; અને બંનેએ એ કાર્ય પોતાના જીવનના અંત સુધી અવિરત રીતે કર્યા કર્યું. જર્મન પ્રોફેસર લૉયમાન (Leumann) કહે છે તેમ,

"બંને ઉત્તમ કુળમાં જન્મ પામ્યા હતા. બંને પોતાના જ કુટુંબમાં ઉછરીને મોટા થયા હતા, અને બંને આશરે ત્રીસ ત્રીસ વર્ષના સંસાર વ્યવહારથી કંટાળી આખરે સાધુ થયા. બંનેએ અતિ આતુરતાથી અને પોતાના પરિપૂર્ણ પુરુષાર્થથી તપશ્ચર્યા આદરી પણ તપ એમને તો કસોટી પથ્થર હતી. મહાવીર એમાં પાર ઊતર્યા અને એને અનુસરીને પોતાનો ધર્મ યોજ્યો."

અર્થાત ભગવાન બુદ્ધે તપશ્ચર્યાથી થાકીને જ્યારે શરીરને બહુ કષ્ટ ન આપવું તેમ બહુ કોમળ ન કરવું, તેવો મધ્યમ માર્ગ યોજ્યો: ત્યારે મહાવીરે શરીરને અંતિમ કક્ષા સુધી કસી બતાવ્યું. ભગવાન બુદ્ધ જ્યારે જ્ઞાનપ્રાપ્તિ પછી તપસ્વી ઓછા રહ્યા ને જ્ઞાની વધુ રહ્યા: ત્યારે પણ ભગવાન મહાવીરે આત્મા માટેની જ ઉપાસના ચાલુ રાખી ને જ્ઞાની બન્યા પછી પણ તપસ્વી બની રહ્યા. અને તપ અંગે તેઓ જીવરક્ષાની અત્યંત સૂક્ષ્મ કોટીની વિચારણા કરી શક્યા: જે આજે તેમના 'જીવવિચાર' આદિ ગ્રંથો જોતાં પ્રત્યક્ષ કરી શકાય છે.

આ બે રાજસંન્યાસીઓએ જે ભગીરથ કાર્ય ઉપાડ્યું હતું: તે આર્યધર્મના ઉચ્છેદ માટે નહોતું. તેઓએ કોઈપણ જાતિ પ્રત્યેના વિદ્વેષથી આ કાર્ય આરંભ્યું નહોતું. કારણકે તેઓ પોતે જ ક્ષત્રિયકુળના હતા, જ્યારે તેમના ગણધર ને પટધરો તે વખતના બ્રાહ્મણશ્રેષ્ઠો હતા, ને તેમના સાધુ તથા શ્રાવકસંઘમાં વૈશ્ય ને શૂદ્રોની પણ બહુ મોટી

સંખ્યા હતી. બ્રાહ્મણો સામેની ઈર્ષ્યાનું આ પરિણામ છે, એવો આક્ષેપ કેટલાક તરફથી થાય છે, તે ખરેખર અજ્ઞાનમૂલક છે. આર્યાવર્તમાં પ્રવર્તતી ધર્મ અને કર્મની વિકૃત્તિને દૂર કરવાનો આ ભગીરથ યત્ન માત્ર જ હતો. સુપ્રસિદ્ધ વિદ્વાન ડૉ. આનંદશંકર ધ્રુવ કહે છે કે—

"ઐતેરીયમાં કહેવામાં આવ્યું છે કે સૌ પ્રથમ પુરુષમેધ હતો. ત્યારબાદ અશ્વમેધ અને અજામેધ થવા લાગ્યો. અજામાંથી પણ છેવટે ડાંગરમાં યજ્ઞની સમાપ્તિ મનાવા લાગી. આવી રીતે ધર્મો શુદ્ધ થતા ગયા. મહાવીરસ્વામીના સમયમાં પણ એવી જ ચાળવણી થતી હતી એમ ઉત્તરાધ્યયન સૂત્રમાં આવેલા વિજયઘોષ અને જયઘોષના સંવાદ પરથી જણાઈ આવે છે. એ સંવાદમાં યજ્ઞનું યથાર્થ સ્વરૂપ સ્પષ્ટ કર્યું છે. વેદનું ખરું કર્તવ્ય અગ્નિહોત્રનું તત્ત્વ પણ આત્મબલિદાન છે. આ તત્ત્વને કાશ્યપધર્મ અથવા ઋષભદેવનો ધર્મ કહેવામાં આવે છે. બ્રાહ્મણનાં લક્ષણો પણ અહિંસાધર્મ વિશિષ્ટ આપ્યાં છે. બૌદ્ધધર્મના ગ્રંથોમાં પણ બ્રાહ્મણોનાં એવાં જ લક્ષણો આપ્યાં છે. ગૌતમબુદ્ધના સમયમાં બ્રાહ્મણનું જીવન બહુ જૂદી જાતનું હતું. બ્રાહ્મણોના જીવનમાં જે ખામીઓ પ્રવેશી હતી તે બહુ પાછળથી પ્રવેશી હતી. અને જૈનોએ બ્રાહ્મણોની ખામી સુધારવામાં પોતાની ફરજ બજાવી છે. જો જૈનોએ એ ખામી સુધારવાનું કાર્ય હાથમાં લીધું ન હોત તો બ્રાહ્મણોને પોતાને તે કામ હાથ ધરવું પડયું હોત."

યજ્ઞયાગાદિમાં થતી હિંસા ને ઉત્તેજક પીણાંઓની સામે અહિંસાની સૂક્ષ્મ યોજના કરનાર મહાવીરે અનેક મતમતાંતરોના વાદ-વિવાદ શમાવવા ખાતર 'સ્યાદ્વાદ'ની યોજના કરી, एकस्मिन् वस्तुनि नानाधर्मस्वीकारो हि स्याद्वादः । એક વસ્તુમાં જુદાજુદા ધર્મનો સ્વીકાર કરવો તેનું નામ સ્યાદ્વાદ. આ વસ્તુ આમ જ છે, એવો કદાગ્રહ સેવવાનો નિષેધ છે. ઢાલની બંને બાજુ જોવી, વસ્તુનાં સારાં ને નરસાં બંને પાસાં જોવાં. એનું નામ સ્યાદ્વાદ. આ યોજનાથી ધર્મમાં પેઠેલો કદાગ્રહ, વિતંડા વગેરે નાશ પામ્યાં.

અને એક કાળે જગતના મહાન હિંદુધર્મની સાથે હાથ મિલાવવાના ઐતિહાસિક પ્રયાસોમાં જૈનોના શ્રી ઋષભદેવ નામના આદિતીર્થંકરને તથા તથાગતનો હિંદુઓના ૨૪ અવતારોમાં સમાવેશ કરી લેવામાં આવ્યો. ધર્મસમન્વયનો અર્થેરસ્તે રહેલો આ પ્રયાસ આર્યાવર્તના સુવર્ણયુગનું એક ઉજ્જ્વલ પૃષ્ઠ છે જૈનોએ સ્વીકારેલ ૨૪ તીર્થંકરો જેમાં ભગવાન મહાવીર છેલ્લા ને શ્રી ઋષભદેવ પહેલા તીર્થંકર છે. તેમ, બાવીસમા નેમનાથ તીર્થંકર શ્રીકૃષ્ણના કાકાના પુત્ર હતાઃ એ પણ ઇતિહાસસિદ્ધ બીના છે.

શ્રી ઇસુખ્રિસ્તની પહેલાં જેમ તેમના આગમનસૂચક મહાપુરુષ 'વરાકા' હતોઃ તેમ મહાવીર પહેલાં શ્રી પાર્શ્વનાથે ધર્મપ્રવર્તનનો માર્ગ સરળ કરી રાખ્યો હતો.

ભગવાન મહાવીરે પોતાના અનુયાયીઓ માટે પાંચવ્રતની યોજના કરી હતી. ૧ અહિંસા, ૨ સત્ય, ૩ અસ્તેય, ૪ બ્રહ્મચર્ય, અપરિગ્રહ. અર્થાત્.

(૧) કોઈપણ જીવની મન, વચન ને કાયાએ કરી હિંસા ન કરવી. (૨) શબ્દેશબ્દ તોલીને બોલવો, જેથી અસત્ય વિધાન ન થાય. (૩) અસ્તેય. જે પોતાનું ન હોય, જે પોતાને અપાયું ન હોય તે ન લેવું. (૪) બ્રહ્મચર્યનું પાલન કરવું (૫) સર્વ મમતાનો—મિલકતનો ત્યાગ કરવો.

આ પાચ વ્રતોમાં તેમણે પાલનની શકયતાની દૃષ્ટિએ બે વિભાગ પાડ્યા. પોતાના અનુયાયી વિરકત સાધુ તથા સાધ્વીઓએ તે કડક રીતે પાળવાં, ને સંસારી સ્ત્રી–પુરુષોએ યથાશકય રીતે પાળવાં.

ભગવાન મહાવીરનાં આ વ્રતો ને અષો જરથુસ્ટ્રના ત્રણ પેગામ (સુવિચાર, સુકર્મ ને સુવાણી) જોઇએ તો ઘણાં ખરાં મળતાં આવે છે. ભગવાન બુદ્ધે તો આ વાત પર સૂત્રો રચેલાં છે. મુસલમાન ધર્મ અને ખ્રિસ્તીધર્મમાં પણ બીજા અર્થમાં આવાં જ વ્રતો પર ભાર મૂકેલો છે. સત્ય, નેકી, દયા ઉપર બધા પયગંબરોએ સરખો ભાર મૂકયો છે.

ઈશ્વરની બાબતમાં મહાવીર અને બુદ્ધ લગભગ એકમત છે. તેઓ તો માનવઆત્મા જ જે મહાન થઈને નિર્વાણ પામે તેને ઈશ્વર રૂપ ઓળખાવે છે. અને એવા સમર્થ પુરુષોની ઈશ્વરરૂપે પૂજા કરવાનું ફરમાન પણ એટલા માટે આપે છે, કે ઉચ્ચ આત્માઓનું ધ્યાન કરવાથી તેમના જેવા થવાની ઈચ્છા ઉત્પન્ન થાય. સૃષ્ટિના કર્તાહર્તા તરીકે તેઓ ઈશ્વરનો સ્વીકાર કરતા નથી.

મૂર્તિપૂજા માટે ખૂદ જૈનોમાં આજે બે વિભાગ પડેલા છે. એક વિભાગ મૂર્તિપૂજા માને છે. જ્યારે બીજો વિભાગ મુસલમાનો ને પારસીઓની જેમ તેનો વિરોધ કરે છેઃ ને અગ્નિમંદિરો ને મસ્જિદોની જેમ સ્થાનકમાં પ્રાર્થના–ઉપાસના આદિ કરે છે.

સારાંશમાં ભગવાન મહાવીરે એક એવો સુંદર ને સરળ માર્ગ બતાવ્યો હતો, જેમાં માનવી બહુ જ આસાનીથી પોતાનું આલોક ને પરલોકનું હિત સાધી શકે. તેમની તપશ્ચર્યા ને આત્મબળની પ્રતીતિરૂપ આજે પણ જૈનોમાં તપશ્ચર્યાનું અધિક પ્રમાણ જોવામાં આવે છે, ને ઘણા લાંબા તપ કરવામાં આવે છે. તેમના અનુયાયી સાધુઓ પણ કઠિન વ્રતો સહેલાઈથી પાળતા જોઈ શકાય છે. તેમજ કોઈપણ જાતિનું બંધન તેમાં હોતું નથી. ભગવાન મહાવીરે બતાવેલ મોક્ષમાર્ગ જે માનવજીવનનું અંતિમ ધ્રુવતારક છે, એની પ્રાપ્તિ માટે ટૂંકમાં જણાવવામાં આવ્યું છે કે—

સાચી–યોગ્યશ્રદ્ધા, સાચું જ્ઞાન ને સાચું ચારિત્ર આ માનવનું જે અંતિમ ધ્રુવતારક મોક્ષ તેને મેળવવાનો માર્ગ છે. અંતમાં કવિ સમ્રાટ ડૉ. રવીન્દ્રનાથ ટાગોરના શબ્દોમાં કહી શકાય કે—

"શ્રી મહાવીરે ડિંડિમ નાદથી એવો મોક્ષનો સંદેશ આર્યાવર્તમાં વિસ્તાર્યો કે ધર્મ એ માત્ર સામાજિક રૂઢિ નહિં, પણ વાસ્તવિક સત્ય છે,–મોક્ષ એ સાંપ્રદાયિક બાહ્ય ક્રિયાકાંડ પાળવાથી મળતો નથી, પણ સત્યધર્મના સ્વરૂપમાં આશ્રય લેવાથી મળે છે. અને ધર્મમાં મનુષ્ય મનુષ્ય વચ્ચેનો ભેદ સ્થાયી રહી શકતો નથી."

# અલૌકિક અવતાર કાર્ય

[ હ. મોહમ્મદ પયગંબર સલ. ]

ધગધગતી મરુભૂમિમાં સુંદર વિશાળ વટવૃક્ષ વાવવા જેવું અત્યંત કઠિન કાર્ય કરનાર હ. મોહમ્મદ પયગંબર (સલ.)નું જીવન કાર્ય સમજવા માટે તે કાળની વિષમ પરિસ્થિતિ અને અપાર સંકટો પ્રત્યે લક્ષ આપવા જેવું છે. કોઈપણ ધર્મોપદેશકની અપેક્ષા હઝરતના આજુબાજુની પરિસ્થિતિ અત્યંત વિકટ હતી. અન્ય ધર્મોપદેશકોને સુસંસ્કૃત ને સભ્ય લેખાય તેવા સમાજમાં પોતાનું અવતારકાર્ય કરવાની તક મળી હતી, જ્યારે હઝરત મોહમ્મદ પયગંબર (સલ.)ના ભાગમાં અરબોનો જંગલી મુલક આવ્યો હતો.

આરબોના રહેઠાણની અસ્થિરતાની જેમ તેમના મનની પણ અસ્થિરતા હતી. આજુબાજુ વ્યાપી રહેલી મરુભૂમિ જેવી જ એમની વૃત્તિઓ બની રહી હતી. છતાં તેમનામાં ભાવનાની ભિનાશ નહોતી એમ નહોતું. પણ જેમ લાંબા લાંબા સૂકા પ્રવાસો પછી ઘણે અંતરે કોઈ સ્વચ્છ સલીલથી ઊભરાતું જલસ્થાન સાંપડે તેમ તેમના હૃદયમાં ભાવનાનાં સલિલ ઘણે અંતરે અંતરે વહેતાં હતાં. ઉપર નિરણ

આગના ગોટા જેવું અનંત આકાશ અને નીચે ઝાડપાનવિહોણો સૂકો અપરિમિત ભૂમિવિસ્તારઃ સૃષ્ટિનું આ વિષમ રૂપ તેમને જોવા મળતું ને તેવું જ તેમનું જીવન નક્કી થયું હતું.

એમને પોતાનો કોઈ મૌલિક ધર્મ નહોતો! દૂર દૂરના સુસંસ્કૃત દેશોમાંથી જે અસ્પષ્ટ, સંદિગ્ધ એવા કર્મકલ્પનાના પડઘા એમને પહોંચતા, તેની જેમ તેમ યોજના કરી તેમણે પોતાનો ધર્મ યોજી લીધો હતો. સારાંશ કે જંગલી, અસંસ્કૃત ને ભટકતા ઝનૂની વિકરાળ લોકો પર પ્રભુત્વ મેળવી એમની દીન–દુનિયામાં ઇન્કિલાબ સાધી ધાર્મિક જીવનમાં આનંદ લેતા કરવાની મહાન જવાબદારી હઝરતને માથે આવી.

અને આ જવાબદારી હઝરતે દૈવી રીતે સાંગોપાંગ પાર પાડી. આ જંગલી આરબોને ઉન્નત કરવાનું કેટલું મોટું કાર્ય કર્યું, તેનો ખ્યાલ એક નાની એવી ઘટના પરથી આવી રહે તેમ છે.

એક વખત હઝરતના કેટલાક અનુયાયીઓ ભિક્ષુકોની બીકથી એબીસિનિયામાં નાસી ગયા. ભિક્ષુકોએ એબિસીનિયાના રાજાને એક પત્ર લખી તે સર્વને પોતાને સ્વાધીન કરવા જણાવ્યું. આ પરથી અનુયાયીઓએ રાજાને વિનંતી કરી કે કૃપા કરીને અમને ભિક્ષુકોને સોંપશો નહીં.

રાજાએ પૂછ્યું: "હઝરત મોહમ્મદે તમારા પર શું જાદુ કર્યો છે તે સમજાતું નથી."

આ સાંભળી એ લોકોનો નાયક જાફર બોલ્યોઃ

"હે રાજા સાહેબ, અમે જંગલી અને અજ્ઞાની હતા. અમે પથ્થરને પૂજતા હતા. પડોશીને સતાવવામાં અને આવેલા મહેમાનને હાંકી કાઢવામાં અમને જરાપણ શરમ આવતી નહિ. અમારી રીતભાત માણસાઈને શરમાવનારી હતી. સ્ત્રીઓ અને અજ્ઞાન બાળકોના હક્ક અમે નાકબૂલ કરતા હતા. એવી સ્થિતિમાં હજરત મોહમ્મદ પયગંબર (સલ) આવ્યા. તેમણે અમને પરમેશ્વર એક જ

છે અને તેની જ પૂજા કરો એમ કહ્યું. સ્ત્રીઓની યોગ્યતા સમજાવી. સત્ય ભાષણ અને સત્ય આચરણના પાઠ અમે તેમની પાસેથીજ શીખ્યા. જેમણે આપની પાસે અમારી માગણી કરી છે તે ભિક્ષુકો હઝરતના શત્રુઓ છે. મહેરબાની કરી તેમને હવાલે અમને કરશો નહિ." આ ઉપરથી રાજાએ હઝરત મોહમ્મદ(સલ)ના થોડાંક ધર્મવચનો કહી સંભળાવવા જાફરને કહ્યું. ત્યારે જાફરે કુરાનમાંથી એક બે સૂક્તિઓ કહી તેની સાથે રાજાની આંખમાં અશ્રુ આવ્યાં. ત્યાં હાજર રહેલા ખ્રિસ્તી ધર્મોપદેશક પણ ગદ્‌ગદિત થયા. રાજાએ પ્રેમાળ સ્વરમાં કહ્યું. 'તમે મારા આશ્રયમાં સુખેથી રહો. હું તમને ભિક્ષુકોને સોંપીશ નહિ."

હઝરતનું અવતારકાર્ય સમજવા આ પ્રસંગ બહુ જ ઉદ્‌બોધક નિવડશે. "ગરીબ ઘેટાં પાળનાર લોકો જગતની ઉત્પત્તિથી માંડીને અજ્ઞાન સ્થિતિમાં ભટકતા હતા. એક વીર દેવદૂત ત્યાં અવતર્યો. તેણે આપેલા મંત્ર ઉપર તેમની શ્રદ્ધા બેઠી અને જુઓ! એ અજ્ઞાન લોકો દુનિયામાં પ્રખ્યાત થયા. એ નાની સરખી જમાત પૃથ્વી પર પ્રસરી ગઈ.+" આ કાર્લાઈલના વચનો હઝરતના કર્તૃત્વની સાક્ષી આપશે. સાદા સાદા નીતિનિયમો તે વખતના આરબોના મન ઉપર ઠસાવી તેમને ફક્ત માણસાઈમાં લાવવા એ પણ ઘણું જ કઠણ કામ! વળી પાપપુણ્યનો ઝીણવટથી વિવેક, એકેશ્વરીવાદ વગેરે ગહન વિષયોનું જ્ઞાન તેમને કરી આપવું એટલે લગભગ અશક્ય જ. પણ હઝરત મોહમ્મદ (સલ)નું સામર્થ્ય અને પ્રતિભા એટલા બધાં પ્રભાવશાળી હતાં કે એ ચમત્કાર તેમણે યશસ્વી રીતે સાધી બતાવ્યો.

+ A poor shepherd people, roaming unnoticed in its deserts since the creation of these worlds. A hero prophet was sent to them with a word they could believe; see the unnoticed becomes world-notable: the small has grown world-great. —*T. Carlyle*

હવે જ આ મહાન પયગંબરના ઉપદેશમાં સ્વર્ગનાં સુખનાં અને નરકનાં દુઃખનાં વધારે પડતાં ચિત્રો અને ઐહિક સુખદુઃખનાં મોટાં અને આગળ પડતાં વર્ણનો કેમ રંગેલાં દેખાય છે, તેનો ઉકેલ થશે નાનાં છોકરાંઓની માફક પ્રાથમિક અવસ્થામાનાં માણસો-ને એકાદ વાત કબૂલ કરાવી હોય તો મોટાં દેખાય તેવાં અને જાજ્વલ્યમાન વર્ણનો આપવાં પડે છે. તેમના તામસ અને રાજસગુણ એટલા બધા પ્રબળ હોય છે કે પાપપુણ્યનો વિચાર સરખો સાત્વિક વૃત્તિથી તેમને કરતાં આવડતો નથી. તેથી તેમની તામસ અને રાજસભાવનાને ઉત્તેજન આપીને જ તેમને સત્ગુણોનો ઘુંટડો પાવાની ખાસ જરૂર હોય છે. તે જાણીને જ હઝરતે પોતાની ઉપદેશ પદ્ધતિ નક્કી કરી હતી.

તલવાર સંબંધી પણ તેમજ છે. જ્યારે એકલા ઉપદેશથી દાંભિકોને અને અધર્મીઓને દાબી દેવા અશક્ય થાય છે ત્યારે સદ્ધર્મ-નું સ્થાપન કરવા તલવાર ચલાવવી એ એક કર્તવ્ય બને છે. એવે વખતે ફક્ત કર્મનું બાહ્ય સ્વરૂપ ન જોતા તેનો મુખ્ય હેતુ અને ધારણા એ ઉપરથી એની ઉચ્ચનીચતા નક્કી કરવી જોઇએ હઝરત મોહમ્મદે (સલ) તલવાર ચલાવી તે ધર્મપ્રસારાર્થે. આથી દુનિયા પોતાના કબ્જામાં લાવવાની સિકંદરી મહત્ત્વાકાંક્ષા તેમનામાં નહોતી. તેમજ ધર્મપ્રસારને માટે યુદ્ધના માર્ગનું અવલંબન એકલા આ પયગંબરે કર્યું એમ થોડું જ છે! ભગવાન શ્રીકૃષ્ણને ધર્મરક્ષણ માટે તલવાર (સુદર્શન ચક્ર) ચલાવવી પડી. જરથોસ્તને પણ અપ્રત્યક્ષ રીતે રણાંગણે જ પોતાના ધર્મની સત્યતા પારખી લેવી પડી. અને શાંતિબહ઼ ઇશુએ જો કે અહિંસાનું વ્રત મન, વાણી, અને કર્મથી આચર્યું તોપણ આગળ તેમના અનુયાયીઓને ધર્મરક્ષણ અને ધર્મપ્રસાર માટે તલવાર ચલાવવી એ જરૂરનું થઇ પડયું. આરબો જેવા જંગલી લોકોમાં ધર્મોપદેશ કરવા માટે સત્તા જોઇએ, અને આ સત્તા તલવાર વગર મળવી અશક્ય જ છે. એવી રીતે બ્રહ્મકર્મ અને ક્ષાત્ર કર્મ એ બેઉ જાતનાં કામ હઝરત મોહમ્મદ [સલ.]ને કરવાં પડયાં.

ખાનગી જીવનમાં હઝરત આદર્શરૂપ હતા. તેમની રહેણી બહુજ સાદી હતી. શ્રીકૃષ્ણ, બુદ્ધ, ઇશુ, મહાવીર વગેરેની જેમ સામાન્ય લોકોના હૃદય સાથે તેમને સહજ સમરસ થતાં આવડયું. તે પોતાનું ઘરકામ પોતે જ કરતા, એટલું જ નહિ પણ મદીનામાં મસ્જિદ બાંધતાં તેમણે પોતે પત્થર ઉપાડયા, અને સ્વાવલંબન અને નમ્રતાનો પાઠ શીખવાડયો.

હઝરતનું પ્રમાણિકપણું પ્રખ્યાત જ છે. મક્કામાંના લોકોએ તેમને 'અલ-અમીન' એટલે 'વિશ્વાસુ' એ પદવીથી ભૂષિત કર્યા હતા. પ્રેમની બાબતમાં તેમની ઉત્કટતા અસાધારણ હતી. પોતાની બધીજ ગૃહણીઓ પર તે પ્રેમદષ્ટિથી જોતા. તેમના મમતાળુપણાને લીધે જ તેમના બધા અનુયાયીઓ તેમના પર નિસ્સીમ નિષ્ઠા રાખતા. હઝરત મહમદ સાહેબના અનુયાયીઓમાં કોઈ પણ ફિતુરી થયો દેખાતો નથી. અનાસ નામે તેમનો એક નોકર હતો. તે હંમેશાં કહેતો: "હું આઠ વરસનો હતો ત્યારથી હઝરત સાહેબની સેવા કરુ છું. પણ એકે વખત તે મારા પર ગુસ્સે થયા નથી."

ડૉ. રાધાકૃષ્ણને હ. મહમદ (સલ)-પ્રણીત ઇસ્લામી ધર્મની યશસ્વિતા પર લખતાં એમ કહ્યું છે કે, "બહુજન-સત્તાવાદ એ ઇસ્લામી ધર્મનું વ્યાવહારિક દષ્ટિએ મુખ્ય તત્ત્વ છે. તેથીજ તે ધર્મનો એટલો બધો પ્રચાર થઈ શકયો. વર્ણ કે વંશનો વિચાર ન કરતાં ગમે તે માણસને ઇસ્લામી ધર્મ પોતાના ધ્વજ નીચે આવવા દે છે.*

પોતાના આખા ઉપદેશમાં હઝરતે તત્ત્વજ્ઞાન કરતાં વર્તન ઉપર વધારે જોર આપ્યું છે. પ્રાર્થના, દાનધર્મ, ઉપવાસ, તીર્થયાત્રા, શુદ્ધ

---

* Democracy is the keynote of Islam on its practical side. This is what enabled it to succeed as a missionary religion. It invites every human being to its ample fold, whatever be his colour or race. —*S. Radha Krishnan*

આચરણ એ ઇસ્લામી ધર્મના વિહિતકર્મો કોઇપણ ધર્મમાં મળી આવશે. એ દૃષ્ટિએ સર અહમદહુસેને કહ્યા પ્રમાણે, "મુસલમાની ધર્મ એ ખરા ખ્રિસ્તી ધર્મ સાથે અગર તો બીજા કોઇપણ સાચા ધર્મથી જુદો નથી.×

હાર્દિક ગુણોની માફક હઝરતના બૌદ્ધિક ગુણપણ અલૌકિક હતા. તેમના મોહક રૂઆબ અને અજબ વક્તૃત્વથી તેમનો સામનો કરનાર પંડિતોને તે તરતજ નિરતેજ કરી નાંખતા. તેમની સ્મરણશક્તિ અજબ હતી. કલ્પકતા અને બુદ્ધિની ચપળતા પણ વખાણવા જેવાં હતાં.

હઝરતના હાર્દિક અને બૌદ્ધિક ગુણોને આત્મવિશ્વાસ અને ઇશ્વરનિષ્ઠાની અલૌકિક જોડી મળી, તેથી તેમને હાથે આટલું બધું કાર્ય થયુ, પોતે જગદુદ્ધાર માટે અવતર્યા છે, એમ તેમને ગાઢો વિશ્વાસ હતો. દેવદૂતોનું વૈશિષ્ય તે આનું નામ !

છેવટે હઝરતના અવતાર કાર્યનો એક વાક્યમાં સમારોપ કરવાનો એટલે અમીરઅલ્લીએ કહ્યા પ્રમાણે "તેમનું જીવન એટલે 'ઊંચા વિચારોથી અને શ્રદ્ધાથી, કરેલા કૃત્યનો ઊંચો ઇતિહાસ.*'

---

× "......is not inconsistent with true Christianity or any other true religion." —*A. Hussain*

* "His life is the noblest record of work nobly and faithfully performed." —*Ameer Ali*

# એક રમણીય તત્ત્વજ્ઞાન

## [ અષો જરથુષ્ટ્ર ]

**જૂના** ફારસી ધર્મમાં જે કલ્પનાઓ હતી, તે ઘણે ભાગે જગતના બીજા મુખ્ય ધર્મો સાથે ઘણે ભાગે મળતી છે, એ આગળના વિવેચન ઉપરથી જણાઇ આવશે. સાધારણ રીતે સત્ અને અસત્, પુણ્ય અને પાપ, તેજ અને તમસ, ઇશ્વર અને શૈતાન આ દ્વંદ્વો પર દુનિયાના એકંદર સુખદુઃખનો નિર્ણય કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે. અદૃશ્ય જગતની જે શક્તિઓનો અમલ આપણી સૃષ્ટિ ઉપર ચાલે છે, એમ આપણે માનીએ છીએ તે શક્તિઓમાં પણ આ દ્વંદ્વોના તત્ત્વ ઉપર બે પક્ષ પાડવામાં આવે છે. સુખ, પુણ્ય, તેજ વગેરે ઉપર અમલ ચલાવનારાઓનો એક પક્ષ, અને દુઃખ, પાપ, તમસ વગેરેનું સામ્રાજ્ય ચલાવનાર બીજો પક્ષ. જૂના ફારસીઓની પૌરાણિક કલ્પનાઓ આજ રીતની છે.

અદૃશ્ય જગતના એક ખાડીથી બે ભાગ થએલા છે. દક્ષિણ તરફ પુણ્યમય પ્રદેશ અને ઉત્તર તરફ પાપમય પ્રદેશ. સત્ય તેજની રોશની દક્ષિણ તરફ થએલી છે, તો ઉતર તરફ અસત્યની અંધારી

રાત પ્રસરેલી છે. અહૂર મઝદ એ દક્ષિણનો રાજા અને અહરેમન એ ઉત્તરનો રાજા. અહૂરમઝદને તેત્રીસ સહાયકો હતા. તે તેનો હુકમ ઉઠાવવા તત્પર રહેતા. અહરેમનના પણ અનુયાયીઓ ઘણા છે. ઉલ્કા અને ગ્રહ એ નૈસર્ગિક ચક્રમાં અથડામણો લાવનારા છે, એવી ધારણાથી તેમને અહરેમનના 'પાઈક' માનવામાં આવે છે.

આ અદૃશ્ય જગતની ઘટના થઈ. દેવદાનવોની હિન્દુ કલ્પના તેમજ ખ્રિસ્તી અને ઈસ્લામી પુરાણમાંની પ્રભુ અને શેતાન સંબંધની કલ્પનાઓ; ઉપરની અહુરમઝદ અને અહેરેમનની યોજના સાથે કેટલી મળતી છે તે સહજ જણાઈ આવશે. ખ્રિસ્ત પુરાણમાનાં એડેમ અને ઈવ એ માનવજાતિના આદિપિતરોની જેમ માશા અને માશાજોઈ એ દંપતી ફારસી લોકો માને છે. દુનિયાની શરૂઆતમાં એક વૃષભ પરમેશ્વરે નિર્માણ કર્યો હતો. તેણે નાખેલા બીજમાંથી આદિ માનવોનું જોડું નિર્માણ થયું. આજે દેખાનારો મનુષ્ય જાતિનો અપરિમિત વિસ્તાર આ જોડાથી જ થયો. આજ વૃષભે નાંખેલા બીજા બીજમાંથી રાક્ષસો નિર્માણ થયા. એવી રીતે માનવી અને આસુરી સૃષ્ટિના નિર્માણકર્તા તરીકે આ સ્વર્ગીય વૃષભનો મહિમા ગવાય છે.

મરણ પછી પણ કરેલા કર્મ પ્રમાણે સ્વર્ગ અને નરકની પ્રાપ્તિ થવાની ફારસી કલ્પના બીજા ધર્મની કલ્પનાઓ સાથે મળતી છે. મરણ પછી જીવાત્મા ત્રણ દિવસ સુધી સંચાર કરે છે. તેણે પુણ્યસંચય કરી મૂક્યો હોય તો આ ત્રણ દિવસ સુખમાં જાય છે. પણ જો પાપ કર્યું હોય તો આ ત્રણ દિવસ તેને ક્લેશમાં જાય છે. પછી પુણ્યવાન આત્મા હોય તો તેને એક રૂપસુંદર કુમારી મળે છે અને સ્વર્ગે તરફ લઈ જાય છે. બીજી તરફ પાપાત્માના સ્વાગત માટે એક ડાકણ આવે છે અને તેને નર્ક તરફ ખેંચી જાય છે.

અગ્નિપૂજા એ ઈરાનની સનાતન ઉપાસના છે. જેમ આર્ય હિન્દુઓમાં દક્ષિણાગ્નિ ગાર્હપત્યાગ્નિ વગેરે અગ્નિઓ છે તેમ ઇરાની લોકો મુખ્યત્વે કરીને ત્રણ અગ્નિ મનાતા આવેલા છે. (૧) પુરોહિતાગ્નિ

'Atur Farnbag' (૨) વીગાગ્નિ (Atur Gusnasp) એ કૈખૂસ્રૂએ પ્રજ્વલિત કરેલો ઘણોજ પ્રાચીન અગ્નિ છે. (૩) મંઝુરનો અગ્નિ (Atur Burzhin Mitro) એ ખોરાસાન પ્રાન્તમાં હતો.

અષો જરથુષ્ટ્રનો અવતાર થયો તે વખતના ફારસી લોકોમાં આવા પ્રકારની કલ્પનાઓ ચાલુ હતી. બીજા ધર્મસંસ્થાપકો પ્રમાણે અષો જરથુષ્ટ્રને પણ તે વખતના અજ્ઞાન લોકોની જંગલી સમજણોનો સામનો કરવો પડયો. પ્રાચીન ધર્મતત્ત્વોને ઉજ્વળ કરવાનું કઠણ કામ તેમણે પાર ઉતાર્યું વિશેષ કરીને ધાર્મિક જીવનની, સત્યસંશોધનની અને વિકાસની જરૂરીઆત લોકોને ગળે ઉતારી એક રમણીય તત્ત્વજ્ઞાન તેણે નિર્માણ કર્યું. અષો જરથુષ્ટ્રના ધર્મનાં તત્ત્વો સંક્ષેપમાં નીચે આપ્યાં છે, એ ઉપરથી તેમના ઉદાત્ત ધર્મજ્ઞાનનું મોટાપણું જણાઈ આવશે. નીચે આપેલાં સપ્ત તત્ત્વો જરથોસ્ત ધર્મના ટુંક સારરૂપ છે. જરથોસ્ત ધર્મનું સંગીત આ સપ્ત સુરો પર ગવાય છે.

૧. સર્વશક્તિમાન, સર્વજ્ઞ, વિશ્વનિર્માતા 'અહુર મઝદ' ( Ahur Mazada ) એનું અમે પૂજન કરીએ છીએ.

૨. મઝદનો ધર્મ એ જ સત્ય ધર્મ છે. અમારું ધર્મશાસ્ત્ર કહે છે કે, "ધર્મમાર્ગ એક જ છે, અને તેજ સત્યનો માર્ગ છે.

૩. પરમેશ્વરના પ્રેષિત પુણ્યશીલ જરથુષ્ટ્રે આ સ્વર્ગીય ધર્મ જગત ઉપર આણ્યો.

૪. સદ્વિચાર, સચ્છબ્દ, અને સત્કૃત્યો આ ત્રણ શબ્દોમાં અમારાં ધર્મતત્ત્વોનું રહસ્ય સમાય છે.

૫. અમારા પૂજ્ય અવરતામાં અષો જરથુષ્ટ્રે કહ્યું છે:

(અ) માનવતાનું અને જગતનું ધ્યેય વિકાસ જ છે.

(આ) સત્યાસત્યનો નિર્ણય કરવાનો સ્ત્રી–પુરુષને સરખો જ અધિકાર છે.

(ઇ) બુદ્ધિ અને જ્ઞાનના કિરણોમાં સંચાર કરવાની સ્ત્રીપુરુષોને સરખી જ છૂટ છે.

(ઈ) બધા માણસો–શ્રીમંતગરીબ, રાજાપ્રજા એ સમાન દરજ્જાના હોઈ શાશ્વત જીવન ઉપર અને વિકાસ ઉપર તેમનો સરખો જ હક્ક છે, પણ જેને એ જીવન અને પરિણતિ પ્રાપ્ત કરી લેવી હશે તેને સદ્દધર્મનું આચરણ કરવું જોઇશે.

(ઉ) ધર્મશીલ માણસો, સમતા, બંધુતા અને શાંતિ એ બધાં સ્વર્ગીય સામ્રાજ્યો આ જગતમાં સ્થાપન કરી શકશે.

૬. અમે જરથુષ્ટ્રના અનુયાયીઓ પ્રાર્થના કરીએ છીએ કે જેમણે વિકાસ તરફ જગતની પ્રગતિ કરી છે, તેમની યોગ્યતા અમને આવો. પુણ્યશીલ જરથુષ્ટ્રે વિકાસનો માર્ગ પણ સ્પષ્ટ રીતે દેખાડી દીધો છે, તે નીચે પ્રમાણે છે:

(અ) સત્ય અને ધાર્મિકતા એ જ અમારા આયુષ્યનું અખંડ ધ્યેય હોવું જોઇએ. અમારે તેને સંપૂર્ણતાના શિખરે લઈ જવાને બનતો પ્રયત્ન કરવો જોઇએ. સવારે ઊઠયા પછી અને રાત્રે સુતી વખતે અમે જે પ્રાર્થના બોલીએ છીએ તેમાં આજ તત્ત્વનું મંડન છે. ‘ધામિકતા એ સર્વશ્રેષ્ઠ પુણ્ય છે.” તે જ સૌખ્યનું નિધાન છે. અત્યંત ધાર્મિક કાર્યમાં શ્રેષ્ઠ સત્યની બાજુ પકડી ચાલનાર પુણ્યપુરુષ સુખ પામે છે.

(આ) મનમાં સદ્દવૃત્તિ રાખવી જોઇએ. જ્ઞાનનો સાક્ષાત્કાર થતાં સુધી પરમેશ્વરે આપેલી બુદ્ધિને શિક્ષણથી પૂર્ણતા તરફ દોરી જવી. આપણું મન સદવ્રત થઇને અહૂર મઝદમાં શાન્તિથી વિલીન થાય ત્યારે પૂર્ણજ્ઞાનનું તેજ આપણને માર્ગદર્શક થશે. પછી સદ્દવિચાર (humata) સચ્છબ્દ (hukhta) અને સત્કૃત્યો (huvarastha) ના આચરણમાં જ આપણે તત્પર રહીશું.

(ઇ) દાન, નિષ્ઠા, પ્રેમ, અને લોકસેવા એ આપણા વિકાસ માટે જરૂરી છે. આત્મોન્નતિ અને લોકસેવા એ એકરૂપજ છે

(ई) સમાજમાં ઉચ્ચનીચ, શ્રેષ્ઠકનિષ્ઠ આવાં બધાંઓને કલ્યાણ-
કારક થાય એવી રીતની શાસનસંસ્થા સ્થાપવાનો આપણે
પ્રયત્ન કરવો જોઇએ. પરમેશ્વરનાં બધાં જ સંતાનોને
સમતાથી રાખવાં એ જ ખરો ધર્મ છે. આથી જ
દૈવી સામ્રાજ્ય પૃથ્વી પર ચાલુ થશે.

(उ) શરીર એ આદ્ય ધર્મસાધન છે, માટે તેની પૂર્ણપણે
સંભાળ રાખવી, તેમ જ જનહિતની દૃષ્ટિથી આપણું ઘર,
આપણો સમાજ, અને આપણો દેશ રોગવિનાનો કરવા
ખરાદિલથી મહેનત કરવી જરૂરની છે.

(ऊ) ઉપરનાં તત્ત્વો પ્રમાણે ચાલી, જીવનનું સાર્થક કરવું એટલે
આ જગતમાં માણસનો પૂર્ણવિકાસ થશે, અને જડદેહનો
ત્યાગ કર્યા પછી ગીતનિવાસમાં 'Abode of Songs'
અહૂર મઝદની સાથે કાયમનો આનંદોપભોગ લેતાં
તે પરમપદ મેળવશે.

અષો જરથુષ્ટ્રના ઉપદેશનું આ રહસ્ય છે. મનુષ્યને વિકાસનો માર્ગ
સહેલો કરી આપનાર અને આખી દુનિયાપર પ્રભુત્વ ચલાવનાર
પરમેશ્વરની છ જુદી જુદી વિભૂતિઓ જરથોસ્તે કલ્પી છે. (૧)
સન્મન (Vohu Mano) (૨) સત્ય (Asha) (૩) પવિત્ર શાસક
(Khash tra) (૪) દયા (Spenta Armaiti) (૫) પૂર્ણતા. (Haur-
Vatal) (૬) અમરતા (Ameratal).

અષો જરથુસ્તના રમણીય તત્ત્વજ્ઞાનની સાધારણ કલ્પના આટલેથી
આવશે. વ્યક્તિ અને સમષ્ટિનો પૂર્ણ વિકાસ કરનાર ધાર્મિક જીવન
અષોજરથુસ્તે ઉપદેશ્યું, તેના તત્ત્વજ્ઞાનને ઉપરથી જોનારને પણ તેનું
બીજા ધર્મો સાથે રહેલું મળતાપણું એકદમ જણાઇ આવશે. ઇશુખ્રિસ્ત
અને હ૦ મહમદની નિસ્સીમ ઇશ્વરભક્તિ આ મહર્ષિમાં પણ હતી.
બુધ્ધે તથા મહાવીરે દોરી આપેલ નિર્વાણ પ્રાપ્તિનો આઠ અંગનો
માર્ગ અને અષો જરથુષ્ટ્રે પ્રરૂપેલ સદ્વિચાર, સચ્છબ્દ વગેરે
તત્ત્વોનું તેની સાથે સરખાપણું છે! એટલું જ સમતા, લોકસેવા વગેરે

બીજી બાબતામાં પણ બૌદ્ધ અને જરથોસ્ત ધર્મમાં એકમત છે. તેમજ બુદ્ધ અને જરથુષ્ટ્રની વૃત્તિમાં એક મહત્ત્વનો તફાવત માલુમ પડે છે. બુદ્ધની શીખવણીમાં ત્યાગ, શાંતિ, અરતિ પર ભાર આપેલો છે, ત્યારે જરથુષ્ટ્રનું તત્ત્વજ્ઞાન, યુદ્ધ, કર્તૃત્વ અને વિકાસપ્રિયતા પર રચાયું છે. જરથુષ્ટ્રના ઉપદેશમાં લડાઈની વૃત્તિ અને વિકાસપ્રિયતાને લીધે જ વિકાસવાદનો તત્વજ્ઞ પંડિત નિત્શે પોતાને જરથોસ્તી કહેવડાવવામાં ભૂષણ માને છે. પોતાના ગ્રંથને "ઇતિ જરથુષ્ટ્રઃ" "Thus spake Zarthusthra" એવું નિર્દેશક નામ આપ્યું છે. પ્રસિદ્ધ પંડિત પ્રો. એ. વ્હી. વિલ્યમ જેકસને કહ્યા પ્રમાણે જગતમાં અપરંપાર દુઃખ ભરેલું જોઈને બુદ્ધને મનુષ્યજીવનનો કંટાળો આવ્યો અને તેમાંથી છુટવા માટે તે નિર્વાણપ્રાપ્તિનો માર્ગ ખોળવા લાગ્યા. પણ દુનિયાના દુઃખની કલ્પના હોવા છતાં જરથુષ્ટ્રનો આશાવાદ અને વિજિગીષુ વૃત્તિ કાયમ રહી.÷

એજ દૃષ્ટિથી જરથોસ્ત ધર્મ સામર્થ્યવાન એવાં વૈદિક તત્ત્વજ્ઞાનને મળતો છે. પોતાનામાં રહેલા પરમેશ્વરી તત્ત્વની જાણ રાખીને વ્યક્તિ અને સમષ્ટિની ઉન્નતિ માટે પ્રયત્ન કરવા અને છેવટે પરમેશ્વરપદને પહોંચવું એ વૈદિક ધ્યેય જરથોસ્ત ધર્મતત્ત્વોમાં પણ સમાએલું છે. પ્રતિભા, સંસ્કૃતિ અને સંપત્તિથી સંપન્ન જરથોસ્ત ધર્મમાં નિરાશાવાદને સ્થાન નથી. તેને ઉતરતી ભાવનાની ગંધ નથી, અને દુર્બલતાનો સ્પર્શ નથી. વીર્ય, ઓજસ્ અને સામર્થ્યથી આ જરથોસ્ત તત્ત્વજ્ઞાન છલકાય છે. અને તેથી જ અનુયાયીઓની સંખ્યા ઘણી જ નાની હોવા છતાં દુનિયામાંના પ્રમુખ ધર્મોમાં તેને માનભર્યું સ્થાન છે.

---

÷ "India's so called Prophet Prince is overwhelmed with the wretchedness of human existance, an existance from which the sole release is absorption into Nirvana. Persia's sage is equally cognisant of the existance of woe but it is no world woe, without hope of triumphant [illegible]mination." —*A. V. Jackson*